परोपकाराय सतां विभूतयः ॥

भेट. भेट.

# ॥ देवसिराई प्रतिक्रमण सूत्र ॥

## शब्दार्थ, विधि, हेतु अने उपयोगी विषयो सहित.

स्वधर्मी भाईओने वांचना अर्थे निमित्ते
श्री गोघावंदर निवासी शा. रतनजी जेचंदनी
दीकरी बेन माणेकबेन तरफथी भेट.



छपावी प्रसिद्धकर्त्ता.

श्री जैन श्रेयस्कर मंडल—म्हेसाणा

सत्यविजय प्रेस—पाचकुवा नवा दरवाजा,—अमदावाद.

वीर संवत् २४३८ सने १९१२ विक्रम संवत् १९६८

# मंगलाचरण.

ऐश्वर्यस्य विभूपणं सुजनता शौर्यस्य वाक्संयमो
ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्ययः
अक्रोधस्तपसः क्षमा प्रभवितु धर्मस्य निर्व्याजता
सर्वेषामपि सर्व कारण मिदं शीलं परं भूषणं. १

तृष्णां छिन्धि भज क्षमां जहिमदं पापे रतिंमाकृथाः
सत्यं ब्रूह्यनुयाहि साधुपदवीं सेवस्व विद्धज्जनान्
मान्यान्मानय विद्धिपोप्यनुनय प्रच्छादय स्वान् गुणान्
कीर्तिंपालय दुःखिते कुरु दया मेतत्सतां लक्षणम् २

लोभश्चेद् गुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः
सत्यं चेत्तपसा च किं शुचिमनो यद्यस्ति तीर्थेन किम्
सौजन्यं यदि किं निजैः सुमहिमा यद्यस्ति किं मंडनैः
सद्विद्या यदि किं धनैर पयशो यद्यस्ति किं मृत्युना ३

वांच्छा सज्जन संगमे परगुणे प्रीतिर्गुरौ नम्रता
विद्यायां व्यसनं स्वयोषिति रति र्लोकापवादाद् भयम्
भक्ति र्र्हति शक्तिरात्मदमने संसर्ग मुक्तिः खले
ष्वेते येषु वसन्ति निर्मल गुणास्तेभ्यो नरेभ्योनमः ४

---

# अथ अनुक्रमणिका प्रारभः

परोपकाराय सता विभूतयः ॥

# પ્રસ્તાવના.

---

જ્ઞાનની વૃદ્ધિ થવાનુ મુખ્ય સાધન ઉપયોગી પુસ્તકો છ પાવી તેમનો ફેલાવો કરી જનસમુહમા વાચન શોખ વધારવો તે છે સર્વ મનુષ્યોની સ્થિતિ પુસ્તકોને ખરીદીને વાચવા જેવી હોતી નથી તેથી આવા પુસ્તકો ઉદાર ગૃહસ્થોની મદદથી છપાવી ભેટ તરીકે યોગ્ય જીવોને આપવામા આવે તો તેથી ઘણો સારો લાભ હાસલ કરી શકાય છે આ હેતુને ખાસ લક્ષ્યમા રાખીને અમોએ આ પુસ્તક છપાવવાનો પ્રયાસ કર્યો છે હાલમા સ્થળે સ્થળે જૈન પાઠશાળાઓ અને કન્યાશાળાઓ સ્થાપવામા આવે છે તે ભવિષ્યને માટે આપણા ઉદયનુ શુ ચિન્હ છે તે શાળાઓની અદર ઘણે ભાગે મૂળ પ્રતિક્રમણ સુખપાઠ શીખવવામા આવે છે એ તો ખરૂ છે કે દરેક ક્રિયા સમજીને તથા તેના હેતુ લક્ષ્યમા રાખીને સાધ્યદૃષ્ટિપૂર્વક કરવામા આવે તો તે અપૂર્વ ફળદાઇ થાય છે અન્યથા ધ્યાન રાખ્યા વિના ફેકેલુ તીર જેમ યોગ્ય વસ્તુને વિ યા વિના જયા ત્યા પડે છે તેમ ભાવે કરીને શુન્ય ક્રિયાઓ અલ્પ ફળની આપવાવાળી થાય છે તે ી પ્રતિક્રમણના સૂત્રોનો યથાર્થ અર્થ સમજવામા આવે અને તે પ્રમાણે ક્રિયા કરતી વખત ઉપયોગ લગાડવામા આવે તો ઉત્ત્મ ભાવ ઉત્પન્ન થવાથી તે ત, હેતુ અ થવા અમૃત અને પ્રાપ્ત કરી આપે એ નિ શ્ચય

આવા હેતુથી ઉદાર ગૃહસ્થોની સહાયથી અમોએ આ બે પ્રતિક્રમણનું પુસ્તક અર્થ સાથે છપાવી યોગ્ય સ્થળે વિના મૂલ્યે આપવા ધાર્યું છે. યદ્યપિ ભીમસિંહ માણક તરફથી અર્થવાળું પ્રતિક્રમણ છપાયેલું છે, પણ તેની ભાષા શાસ્ત્રીય અને કઠણ હોવાને લીધે થોડા બોધવાળો તેમાંથી સરલતાથી અર્થ ગ્રહણ કરી શકતો નથી. બીજાઓએ પણ ગુજરાતી ઝીણા અક્ષરમાં અર્થવાળાં પુસ્તકો છપાવ્યાં છે. પણ તે બધા એક બીજાનું અનુકરણ કરનારા તેમજ તેમના ઉપર શુદ્ધ કરવા સંબંધી તેઓના પ્રસિદ્ધકર્ત્તાએ ઓછું ધ્યાન આપેલું હોય એવા છે.

હાલમાં થોડું થયા શ્રી ભાવનગરની આત્માનંદ સભાએ અર્થવાળું પુસ્તક છપાવ્યું છે. તેની ભાષા જમાનાને અનુસરતી છે. તે તથા બીજા અર્થવાળા પુસ્તકોના આધારે અમોએ આ પુસ્તક છપાવ્યું છે વળી દરેક ક્રિયાના હેતુ જાણ્યા હોય અને પછી તે ક્રિયાઓ કરી હોય તો તેનું કંઇ અપૂર્વ ફળ પ્રકટે એ નિર્વિવાદ સિદ્ધ હોવાથી અમો આરંભમાંજ દરેક ક્રિયાઓના હેતુઓ આપીએ છીએ. તે પ્રમાણે ભવ્ય જીવો વર્ત્તન રાખશે તો અમારો પ્રયાસ ઘણે અંશે ફળીભૂત થયેલો જણાશે.

# प्रतिक्रमणना सामान्य हेतुओ.

પ્રથમ સામાયિક લેવું જોઇએ "સમ" એટલે સમતા તેનો "આય" એટલે લાભ છે જેને વિષે તે "સામાયિક" કહેવાય. ધર્મનું મૂળ આજ્ઞા છે તેથી દરેક ક્રિયા ગુરૂ મહારાજની આજ્ઞાપૂર્વક તેમની સમીપે કરીએ જેમ જીનને વિરહે જીન પ્રતિમાનું પૂજન વંદન સફળ થાય છે. તેમ તેમને (ગુરૂ

મહારાજને ) વિરહે સ્થાપનાચાર્યની સમક્ષ આજ્ઞાપૂર્વક ક્રિયાઓ કરવી સફળ થાય છે ગુરૂસ્થાપના ન હોય તો પુસ્તક અથવા નવકારવાળીની સ્થાપના સ્થાપીએ તે સ્થાપવા માટે જ મણો હાથ અવળો સ્થાપના સન્મુખ રાખીએ આમ કરવાનુ કારણ સ્થાપનામા આચાર્યના ગુણનુ આરોપણ કરવુ તે છે પછી "નવકાર તથા પચિંદિઅ" કહેવા "નવકાર" મહા મગળ રૂપ છે અને "પચિંદિઅના આચાર્યના છત્રીસ ગુણનુ વર્ણન છે તેનુ આરોપણ સ્થાપનામા કરવાનુ છે એ હેતુ છે પછી ખમાસમણ" દેવુ તે ગુરૂના વિનય અર્થે છે પછી "ઈરિયાવહિય" પ્રતિક્રમવા સબધી આદેશ માગવો તે આજ્ઞાધર્મનુ આરાધન છે એમ આદેશ મગાવી સર્વત્ર સમજવુ પછી "ઇરિયાવહિય" પડિક્કમવા તેનુ કારણ કે તેની અદર પાપનુ આલોચવુ થાય છે પછી "તસ્સ ઉત્તરી" કહેવી તે ઇરિયાવહિ પડિક્કમતા અશુદ્ધ રહેલા એવા પાપની વિશુદ્ધિને અર્થે છે પાપની વિશુદ્ધિ થવાથી સર્વક્રિયાઓ વિશેષ ફળીભૂત થાય છે પછી શેષ પાપને ટાળવા અર્થે કાઉસગ્ગ કરવો તેના રક્ષણાર્થે ક્ષેત્રને વાડ હોય તેની પેઠે આગાર રાખવાની જરૂર છે તે માટે "અન્નત્થ' કહેવુ પછી એક "લોગસ્સ" નો કાઉસ્સગ્ગ કરવો, તેનો હેતુ એ છે કે તેથી પ્રભુના નામોનુ સ્મરણ–ધ્યાન થાય છે તે કાઉસ્સગ્ગનુ માન પચ્ચીશ શ્વાસોશ્વાસનુ કહ્યુ છે તેથી "ચદેસુ નિમ્મલયરા" સુધી પચ્ચીશ પદ થાય છે તે એકેક પદે એકેક શ્વાસોશ્વાસ અથવા સપદા ગણતા કાઉસ્સગ્ગ કરવો જોઇએ ' લોગસ્સ" ન આવડે તો ચાર " નવકાર ગણવા, જે કે તેથી તો બત્રીસ શ્વાસોશ્વાસ થાય છે,

પણ "લોગસ્સ" નથી આવડતો તેથી "નવકાર" થી ન છૂટકે અપવાદરૂપે કામ ચલાવવું પડે છે. પછી પ્રગટ "લોગસ્સ" કહેવો તેનું કારણ કે સામાયિક લેવા પૂર્વે દેવવંદન કરવું જોઇએ. તે સામાન્યતઃ "લોગસ્સ" ના પાઠથી થઈ જાય છે. પછી "ખમાસમણ" દઈ મુહપત્તિ પડી લેહવાનો આદેશ માગી મુહપત્તિ પડિલેહવી તેનું કારણ એ છે કે આગળ ખમાસમણ પૂર્વક આદેશો માગવાના છે, તે ખમાસમણ દેતાં પાંચે અંગ ( બે હાથ, બે ઢીંચણ, મસ્તક ) ભેળાં થાય ત્યાં જીવહિંસાનો સંભવ છે; તેથી તેમાં કોઇ જીવ રહેલા હોય તે પડિલેહણથી દૂર થાય. પછી બે "ખમાસમણ" પૂર્વક "સામાયિક સંદિસાવું" અને "સામાયિક ઠાઉં" એવા બે આદેશો માગવાના છે. પહેલાથી સામાયિક લેવા સંબંધી આદેશ ( આજ્ઞા ) મંગાય છે, ને બીજાથી સામાયિકમાં સ્થિર થવા સંબંધી આદેશ મંગાય છે. પછી એક "નવકાર" ગણી ગુરૂ પાસે સામાયિક દંડક ઉચ્ચરવા સંબંધી પ્રાર્થના કરવામાં આવે છે, અત્ર ગુરૂ ન હોય તો જ્ઞાનવૃદ્ધ શ્રાવક પાસે તે પ્રમાણે પ્રાર્થના કરવામાં આવે છે, અને તે "કરેમિભંતે" ઉચ્ચરાવે છે, આ પ્રાર્થના ગુરૂના વિનયાર્થે છે. ગુરૂને અભાવે જે વડીલ શ્રાવક હોય તેને ગુરૂને સ્થાને ગણી તેની પાસે સૂત્રો બોલવા સંબંધી આદેશો માગવા, તેના પાર્યા પછી કાઉસ્સગ્ગ પારવો, સર્વ આદેશો તેમનેજ માગવા દેવા, અને બીજાઓએ તેમની નિશ્રાએ વર્ત્તવું. ઇત્યાદિ વિનયકરણી કરવી જરૂરની છે. જિનાજ્ઞા એવીજ છે, માટે તેનો ઉપયોગ પૂર્વક ખપ કરવો પછી ચાર ખમાસમણ દેવા પર્વક ચાર આદેશો

માગવામા આવે છે તેમા "બેસણે સ દિસાવુ" એ બેસ-
વાની રજા માગવા સ બ ધી છે અત્ર ઉભો હોય તેજ બેસવાની
આજ્ઞા માગે તેથી સામાયિક ઉભા ઉભા લેવુ એમ સૂચવાય છે
બેઠેલો બેસવાની આજ્ઞા માગે તે જેમ હાસ્યપાત્ર થાય છે તેમ
અત્ર પણ સમજવુ પછી "બેસણે ઠાઉ " એટલે બેસુ છુ એજ
પ્રકારે સજ્ઝાય સ દિસાવુ એટલે સ્વા ધ્યાય કરવાની આજ્ઞા આપો
અને "સજ્ઝાય' કરૂ એટલે સ્વાધ્યાય (પઠન પાઠનમા) પ્રવર્તુ
છુ પછી મ ગલીક અર્થે ત્રણ નવકાર ગણવા અહીથી દેવસિ
પ્રતિક્રમણનો આર ભ થાય છે પ્રથમ પચ્ચખ્ખાણ લેવા માટે
ગુરૂના વિનયાર્થે વાદણા દેવામા આવે છે તેની પહેલા ખમાસ-
મણ દેવાપૂર્વક મુહપત્તિ પડિલેહવી આ ખમાસમણ દેવાનો
અધિકાર શ્રીસેન પ્રશ્નમા છે મુહપત્તિ પડિલેહવી વાદણા
દઇ પચ્ચખ્ખાણ લઈ ખમાસમણદઇ "ચૈત્યવ દન" કરવુ, તે
કરતી વખતે બન્ને ઢીચણો ભૂમિપર સ્થાપીને યોગમુદ્રાએ બેસ-
વુ પછી જ કિ ચિ કહેવુ ચૈત્યવ દન અને જ કિ ચિથી જિનનુ
સ્મરણ તથા વ દન થાય છે હરકોઈ શુભકાર્યની આર ભમા દેવ
વ દન કરવુ જોઈએ એ હેતુથી અત્ર પણ ચાર સ્તુતિએ દેવ-
વ દન કરવામા આવે છે પહેલી સ્તુતિથી અમુક અરિહ તનુ આ-
રાધન, બીજીથી સર્વ અરિહ તનુ આરાધન, ત્રીજીથી શ્રુત જ્ઞાન-
નુ આરાધન, અને ચોથીથી ધર્મકાર્યોમા નડતા વિઘ્નોને દૂર
કરનાર શાસન દેવતાનુ સ્મરણ થાય છે આ દેવવ દનમા બાર
અધિકાર આવે છે તે લખીએ છીએ "નમુત્થુણથી જીઅભયા
ણ ' સુધી પહેલો અધિકાર ગણાય છે તેથી સમવસરણ બીરા
જીત ભાવઅરિહ ત ભગવાનનીવ દના થાય છે નમુત્થુણની છેલ્લી

ગાથાથી દ્રવ્યજીનને વંદના થાય છે. અનાગતકાળે થનારા તિ- ર્થંકરો જેમના જીવો અત્યારે દેવલોક વિગેરેમાં છે તે, તથા મહાવિદેહ વિગેરેમાં પણ જે જીવોએ જિનનામ બાંધ્યું છે પણ હજી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું નથી તેઓ, દ્રવ્યજીન કહેવાય છે. તેમજ સિદ્ધમાં ગયેલા પણ દ્રવ્યજિન કહેવાય છે. એ બીજો અ- ધિકાર "અરિહંત ચેઇઆણં" થી ત્રીજો અધિકાર ગણાય છે. અને તેથી એક ચૈત્યના સ્થાપનાજિન (પ્રતિમા) ને વંદન થાય છે. "લોગસ્સ" એ ચોથો અધિકાર છે, તેથી નામ જિનને (જિ- નેશ્વરના નામોત્કિર્તનરૂપ) વંદના થાય છે "સવ્વલોએ અરિ- હંત ચેઇઆણં" થી ત્રણભુવનના સ્થાપના જિનને વંદન થાય છે એ પાંચમો અધિકાર "પુખ્ખરવરદીથી" વિહરમાનજિનો (વિચરતાજિનશ્રી સીમંધરાદિ)ને વંદન થાય છે એ છઠો અ- ધિકાર. "તમતિમિરપડલ" ઇત્યાદિ ત્રણ ગાથાથી શ્રુતજ્ઞાનને વંદન થાય છે એ સાતમો અધિકાર. "સિદ્ધાણં બુદ્ધાણં"થી સર્વ સિદ્ધને વંદન થાય છે, એ આઠમો અધિકાર. નવમા અધિકારમાં "જો દેવાણુવિદેવો" ઇત્યાદિ બે ગાથાથી તીર્થાધિપ શ્રીવીરસ્વા- મિની સ્તુતિ થાય છે. દશમે અધિકારે "ઉજ્જિંતસેલસિહરે" એ ગાથાથી રૈવતાચલમંડન શ્રી નેમિનાથને વંદન થાય છે. "ચ- ત્તારીઅઠદસદોય" એ ગાથાથી અષ્ટાપદ પર્વતને વિષે સ્થાપેલા ચોવીશજિનને તથા બીજી અનેક રીતે જિનેશ્વરોને વંદન થાય છે, એ અગ્યારમો અધિકાર. અને છેલ્લે એટલે બારમા અધિકારે "વેઆવચ્ચ ગરાણં" ઇત્યાદિ પાઠથી સમ્યક્ દૃષ્ટિદેવનું સ્મરણ થાય છે. એ પ્રકારે બાર અધિકારના સ્થાનકો જાણી તે તે સ્થાનકે ચૈત્યવંદન કરનારાઓએ ઉપયોગ પૂર્વક વંદન કરવાનું લક્ષ્યમાં

ગણવુ જરૂરનુ છે વળી ચાર ખમાસમણ પૂર્વક ચારને થોભવ-
દન કરવાનુ છે પહેલા ખમાસમણથી "ભગવાનહ" એ પદવડે
અરિહંત ભગવાન અથવા ધર્માચાર્ય પણ લેવા એટલે જેનાથી
ધર્મ પામ્યા હોઇએ એવા મુનિમહારાજને વદન કરવુ બા-
કીના ત્રણ પાઠથી અનુક્રમેજ આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ
સાધુને વદન થાય છે અત્ર વળી "ઈચ્છકારી સમસ્ત શ્રાવકવ-
દુ" એ પાઠથી સર્વ શ્રાવકોને વદન કરાય છે આ વિધિનો પ્ર
ચાર થોડો હોવાથી તે પ્રમાણે વર્તવા અને અન્યને વર્તાવવા ઉ-
પયોગ કરવો હવે દેવસિપ્રતિક્રમણ ઠાવવાનો આદેશ માગી જ
મણો હાથ તથા મસ્તક ચરવળાપર સ્થાપી "સવ્વસ્સવિ દેવસિય"
નો પાઠ કહેવો અહી ચરવળા ઉપર હાથ તથા મસ્તક સ્થાપવા
તે ગુરૂનુ ચરણસ્પર્શવારૂપ સમજવુ "સવ્વસ્સવિ દેવસિય" થી
દિવસના પાપનુ સામાન્યપણે આલોચન થાય છે, તે પ્રતિક્રમ
ણ બીજક સમજવુ પછી ઉભા થઈ "કરેમિભંતે" નો પાઠ
કહેવો અહિથી પહેલો આવશ્યક શરૂ થાય છે, તે સમતાની વૃ-
દ્ધિ અર્થે જાણવુ આવશ્યક એટલે અવશ્ય કરવા યોગ્ય કરણી
પછી કાઇક સ્પુટ રીતે પાપની આલોચનારૂપ "ઇચ્છામિ ઠામિ"
કહેવુ પછી "તસ્સ ઉત્તરી" આદિ કહી અતિચારની આઠ
ગાથાનો કાયોત્સર્ગ કરવો તે કાયોત્સર્ગની અદર પચાચાર સ-
બધી જે દુષણો લાગ્યા હોય તે સભારી કાઢવા જેથી આગળ
પાપને વિશેષ આલોચતી વખત સુગમ પડે "લોગસ્સ કહેવો"
એ બીજો આવશ્યક પછી ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલે-
હી ને વાદણા બે દેવા (અહી મુહપત્તિના ૫૦ બોલ વાદણાના,
પચીસ આવશ્યક તથા સત્તર પ્રમાર્જના વિગેરે જાણવા ઉપર

ધ્યાન રાખવાનું છે. આ સર્વ આજ પુસ્તકના છેવટના ભાગમાં આપેલા છે ત્યાંથી જોઈ લેવું ) એ ત્રીજો આવશ્યક. અહિંથી આગળ ચાલતાં છેક "આયરિય ઉવજ્ઝાએ" સુધી પ્રતિક્રમણ નામક ચોથો આવશ્યક જાણવો. ! આગળ ગુરૂની સમક્ષ પાપ આલોચવું છે તેથી તેમના વિશેષ વિનયાર્થે દ્વાદશાવર્ત્ત વંદન કરવું, પછી "જોમે દેવસિયો અઈઆરોકઓ" તથા "સાત લાખ અને અઢાર પાપસ્થાનક" ને આલોચવા, તે પાપની સામાન્ય આલોચના જાણવી. પછી "સવ્વસ્સવિ" કહેવું તે ગુરૂ આગળ પ્રાયશ્ચિત્ત માગવારૂપ છે. અત્ર ગુરૂ "પડિક્કમેહ" એટલે પ્રતિક્રમણ કરો એમ કહે. એ પ્રકારના દશ માંહેલાં બીજાં પ્રાયશ્ચિત્તને ગ્રહણ કરી, બેસીને મંગળિક" અર્થે એક નવકાર ગણે, સમતાની વૃદ્ધિને અર્થે "કરેમિભંતે" કહે, વારંવાર કરેમિભંતે કહેવાથી સમતાની વિશેષ વૃદ્ધિ થાય છે, જે અતિ આવશ્યક છે. પછી સામાન્ય પાપ આલોચવારૂપ "ઇચ્છામિ પડિક્કમિઉં જો મે દેવસિઓ કહે" પછી વંદિત્તુ કહે તે વિશેષ સ્પુટપણે પાપની આલોચનારૂપ છે. જે જે દોષ લાગ્યા હોય તે તે દોષોનું મહાવૈરાગ્યભાવથી ચિંતન કરવાનું છે, જેવા સંક્લિષ્ટ અધ્યવસાય પાપ બાંધતી વખતે આવ્યા હોય તેવાજ અગર તેથી વધારે વિશુદ્ધ અધ્યવસાય પાપને આલોચતી વખતે આવે તો તે તથાપ્રકારે યથાર્થ રીતે પાપનો ક્ષય થઈ શકે છે. અન્યથા પ્રતિક્રમણ કર્યા છતાં પણ પાપનો ક્ષય થતો નથી. ઉપયોગ વગરની ક્રિયા નિષ્ફળપ્રાય થાય છે, માટે સાવધાનપણે આલોચન કરવા ખાસ ધ્યાનમાં રાખવું. વંદિત્તુ કહેતી વખતે શિકારી જેમ શિકાર પ્રત્યે બાણ તાકે, તેવી રીતે ચરવળો હા·

ઇત્યાદિ કહી એ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો તેનું કારણ ચારિત્ર વિનાનું એકલું જ્ઞાન પાંગળું છે તેથી ચારિત્ર સહિત જ્ઞાન સફળ થાય છે. બીજા આચારો કરતાં ચારિત્રાચારમાં વિશેષ દુષણ લાગે છે, તેથી તેની વિશુદ્ધિ માટે-પ્રથમ કાયોત્સર્ગ કરવો, પછી સમ્યગ્જ્ઞાનનું મુળ દર્શન (શ્રદ્ધા સમ્યક્ત્વ) છે, તેથી દર્શનાચારની વિશુદ્ધિ માટે એક લોગસ્સનો કાઉસ્સગ્ગ જ્ઞાનાચારથી પ્રથમ કરવામાં આવે છે તેને માટે ચતુર્વિંશતિ જિનના ગુણોત્કિર્તન "લોગસ્સ સવ્વલોએ" ઇત્યાદિ કહીને કાઉસગ્ગ કરે પછી જ્ઞાનાચારની વિશુદ્ધિને અર્થે "પુખ્ખરવરદી સુઅસ્સ ભગવઓ" ઇત્યાદિ કહેતો એક લોગસ્સનો કાઉસગ્ગ કરે. પછી એ સર્વ આચારની નિરતિચારપણે સમ્યક્ આચરણથી ઉત્કૃષ્ટ ફળ પ્રાપ્ત કરનાર સર્વ સિધ્ધોને વંદન કરવારૂપ "સિદ્ધાણં બુદ્ધાણં" કહે પછી શ્રુતજ્ઞાનથીજ સર્વ ધર્મનું સ્વરૂપ સમજાય છે, તે શ્રુતધર્મની વૃદ્ધિ શ્રુતદેવતાથી થતી હોવાથી તેના સ્મરણ અર્થે એક નવકારનો કાયોત્સર્ગ પારીને "સુઅદેવયાની" સ્તુતિ કહેવી. સ્વલ્પ પ્રયાસે દેવતા સાધ્ય હોવાથી આઠ શ્વાસોશ્વાસ (એક નવકારના આઠ શ્વાસો શ્વાસ થાય છે)નો કાયોત્સર્ગ કરવો. તેજ પ્રમાણે જે ક્ષેત્રમાં આપણે રહીએ છીએ તે દેવતા અનુકુળ હોય તો આપણું ધર્મકાર્ય નિર્વિઘ્નપણે પરિપૂર્ણ થાય તેથી તેના સ્મરણાર્થે પણ એક નવકારનો કાઉસગ્ગ કરી, પારીને "જીસે ખિત્તે સાહુ" ની થોય કહેવી. પછી મંગલાર્થે એક નવકાર ગણી, બેસીને મુહપત્તિ પડીલેહવી, તે હવે પછી ગુરૂને દ્વાદશાવર્ત્ત વંદન કરવું છે તેને અર્થે છે. લૌકિકમાં પણ રાજા અમુક કાર્ય બતાવે તે કર્યા બાદ પ્રણામ કરીને નિવેદન કરવાનું

પ્રવર્તન છે, તેમ આ છેલ્લું વંદન સમજવું. પચ્ચખ્ખાણરૂપી છઠ્ઠું આવશ્યક તો પહેલાંજ થઇ ગયું છે તેથી હવે તે કરવાનું નથી. પછી ૬ આવશ્યક સંભારવા પછી "ઇચ્છામોઅણુસટ્ઠિં" કહી બેસી "ઉચ્ચ સ્વરે" "નમોખમાસમણાણં નમોઽર્હંત" ઇત્યાદિ પૂર્વક "નમોઽસ્તુ વર્દ્ધમાનાય" ની ત્રણ સ્તુતિ અને "નમુથ્થુણં" તથા સ્તવન કહેવા "ઇચ્છામોઅણુસટ્ઠિં" એટલે અમે અનુશાસ્તિ=ગુરૂની આજ્ઞા-હિતશિક્ષાને ઇચ્છીએ છીએ, તે આજ્ઞા પ્રમાણ સ્વીકારરૂપ "નમોખમાસમણાણં ઇત્યાદિ પદથી ગુરૂને તથા પંચ પરમેષ્ઠીને નમસ્કાર થાય છે અને ઉચ્ચ સ્વરે ત્રણ સ્તુતિ તથા નમુથ્થુણં અને સ્તવન કહેવાય છે તે "ષડાવશ્યક નિર્વિઘ્ને પૂર્ણ થયા" તેનો હર્ષ ઉત્પન્ન થએલો છે એ સૂચવવા અર્થે છે "નમોસ્તુ તથા રાઇપ્રતિક્રમણમાં" "વિશાલલોચન"ને બદલે સ્ત્રી "સંસાર દાવાની" ત્રણ ગાથા કહે તેનું કારણ કે સ્ત્રી સંસ્કૃતની અનધિકારિણી છે અથવા "નમોઽસ્તુ, વિશાલ લોચન, નમોઽર્હત" એ પૂર્વાન્તર્ગત છે, તેથી પણ સ્ત્રી ન કહે, એમ અધિકાર છે પછી ઉત્કૃષ્ટકાળે વર્તતા ૧૭૦ જિન વાંદવા અર્થે વરકનક કહે તથા ચાર ખમાસમણપૂર્વક ગુર્વાદિકને વંદન કરીને પછી અઢીદ્વીપના રહેલા મુનિઓના વંદન અર્થે "અઢાઇજ્જેસુ" કહે દરેક ક્રિયા દેવ ગુરૂના વંદન પૂર્વક શરૂ થાય અને દેવ ગુરૂના વંદનથી પૂરી થાય, એ અર્થે અત્ર છેલ્લે પણ દેવગુરૂનું વંદન કરવામાં આવે છે પછી "દેવસિઅ પાયચ્છિત્ત" કરતા રહેલ અતિચારને ટાળવા અર્થે દૈવસિક પ્રાયશ્ચિત વિશોધનાર્થે ચાર લો। ગસ્સનો કાઉસગ્ગ કરે, પછી મંગળાર્થે પ્રગટ લોગસ્સ કહી બે ખમાસમણા દેવા પૂર્વક સઝાયના બે આદેશ માગી, બેસી, એક

નવકાર ગણી, સઝ્ઝાય કહેવી. ત્રણ આચારની વિશુદ્ધિ અર્થે કાઉસ્સગ્ગો કરવામાં આવ્યા છે, અને તપાચારની વિશુદ્ધિ માટે પ્રથમ પચ્ચખાણ કર્યું છે, તેથી થઇ ગઇ છે. તથા પ્રતિક્રમણ કરતાં જે વીર્ય ફોરવવું પડે "તેથી વીર્યાચારની શુદ્ધિ થાય છે. સજ્ઝાય કહ્યા બાદ દુઃખક્ષય કર્મક્ષયનો ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. આ લોગસ્સ પૂરા કહેવા બાકી સર્વ કાઉસ્સગ્ગો "ચંદેસુ નિમ્મલયરા" સુધી કરવા. કાઉસ્સગ્ગ કર્યા પછી પારીને મંગલાર્થે એક જણ "લઘુશાંતિ" કહે, બીજા કાયોત્સર્ગમાંજ સાંભળે. કાઉસ્સગ્ગ પારી પ્રગટ લોગસ્સ" કહે. તે પછી ઇરિયાવહિ પ્રતિક્રમે તથા ચઉક્કસાયથી સામાયિક પારવા પર્યંત જે વિધિ છે. તે સર્વ કરે. સઝાય પછીની વિધિની હકિકત મૂળ ગ્રંથમાં નથી. વર્તમાન પ્રવૃત્તિને અનુસારે લખી છે. ઇતિ.

# हवे राइप्रतिक्रमणना सामान्यहेतुओ लखीए छीए,

પ્રથમ સામાયિક લઈ "કુસુમિણ દુસુમિણ ઉડ્ડાવણી રાઇ પાયચ્છિત્ત વિસોહણથ્થં કરેમિ કાઉસ્સગ્ગ" ઇત્યાદિ કહી ચાર લોગસ્સનો ૧૦૮ શ્વાસોશ્વાસ પ્રમાણ એટલે "સાગરવરગંભીરા" પદ સૂધી ગણતાં એક લોગસ્સના ૨૭ પદ થાય તે ચાર ગુણા કરતાં ૧૦૮ પદ થાય છે તેટલો કાયોત્સર્ગ કરવો. અત્ર એ વિશેષ છે કે અમસ્તુ કુસ્વપ્ન આવ્યું હોય તો ૧૦૦ શ્વાસો શ્વાસનો કાયોત્સર્ગ કરે અને સ્વપ્નમાં સ્ત્રી સેવન થયું હોય તો ૧૦૮ નો કરે પણ પ્રમાદવશાત્ કેવું સ્વપ્ન આવ્યું હતું તેની

સ્મૃત્તિ ન રહે તેથી ૧૦૮ શ્વાસોશ્વાસ પ્રમાણનો કાયોત્સર્ગ કરવાનુ પ્રવર્ત્તન છે એ કાયોત્સર્ગથી રાત્રી સબધી ઘણા પાપ દુર થાય છે પછી સર્વધર્માનુષ્ઠાન દેવગુરૂવદન પૂર્વક કરવુ માટે પ્રથમ "જગચિતામણી" નુ ચૈત્યવદન "જયવીયરાય" પર્યંત કરવુ પછી "ભરહેસર" ની સજાય ઉત્તમ પુરૂષો તથા સ્ત્રીઓના નામ સ્મરણાર્થે કહેવામા આવે છે પછી "શક્રસ્તવ" કહેવાય છે, તે પ્રતિક્રમણનો આરભ થયો તેની પહેલા દેવવદન કરવા અર્થે છે પ્રથમ ચૈત્યવદન કર્યુ પણ તે આવશ્યક બહારની ક્રિયા છે પછી "કરેમિભતે" કહે તે પહેલો આવશ્યક પછી ચારિત્રાચાર દર્શનાચાર તથા જ્ઞાનાચારની વિશુદ્ધિ અર્થે અનુક્રમે એક લોગસ્સ એક લોગસ્સ તથા આઠ ગાથાનો કાયોત્સર્ગ કરવામા આવે છે અત્ર ચારિત્રાચારનો એક લોગસ્સનો કાયોત્સર્ગ કરવામા આવ્યો, અને દેવસિકમા બે લોગસ્સનો કરવામા આવે તેનુ કારણ દિવસ કરતા રાત્રીને વિષે પ્રવૃત્તિ ઓછી હોવાને લીધે પ્રાય અલ્પ દોષ લાગે છે તેથી દોષનુ ચિતવન ત્રીજા કાયોત્સર્ગમા કરાય છે, અને પહેલા કાયોત્સર્ગમા નહિ તેનુ કારણ એ છે કે પહેલા કાયોત્સર્ગમા નિદ્રાનો ઉદય હોય તેથી દોષનુ સભારવુ બરાબર ન થાય માટે ત્રીજામા સભારવામા આવે છે. પછી સિદ્ધસ્તવ પછી "લોગસ્સ કહેવાય છે, તે બીજો આવશ્યક. ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડીલેહીને વાદણા દેવાય છે, તે ત્રીજો આવશ્યક વાદણા દીધા પછી ઇચ્છા કાર્ય આલોઉ 'સાત લાખ' અઢાર પાપ સ્થાનક વદિતુ અબ્ભુઠ્ઠીઓ વગેરે કહેવામા આવે છે તે ચોથા આવશ્યકની ક્રિયા છે, તેના હેતુ દેવસિક પ્રતિક્રમણ પ્રમાણે જાણવા પછી પ્રથમ ત્રણ આચારોના

કાયોત્સર્ગથી પણ અશુદ્ધ રહેલા અતિચારોની એકત્ર શુધ્યર્થે તપ ચિંતવનનો કાયોત્સર્ગ કરવાનો છે, તે ન આવડે તો સોલ નવકારનો કરે એમ પ્રવર્તન છે, પણ ખરી રીતે તો તપનું ચિંતવન કરવું જોઇએ. તેની વિધિ આ પ્રમાણે "શ્રી વીર ભગવંતે છ માસી તપ કર્યો હે ચેતન! તે તું કરી શકીશ? (અત્ર ઉત્તર મનમાં ચીંતવવો કે) શક્તિ નથી. પ્રણામ નથી. તો એક ઉપવાસ ઓછો કર! શક્તિ નથી. પ્રણામ નથી. તો બે ઉપવાસ ઓછા કર! એમ યાવત્ ૨૯ ઓછા કરવા પર્યંત ચીંતવવું અને દરેક વખતે શક્તિ નથી પ્રણામ નથી એમ મનમાં બોલવું. પછી પંચ માસી કર, ચઉ માસી કર, ત્રીમાસી કર, દ્વિમાસી કર, માસ ક્ષમણ કર, અહીં પણ દરેક વખતે ઉત્તર મનમાં ચિંતવતા જવું. પછી ૨૯ ઉપવાસ કર, અઠાવીસ, ૨૮ ઉપવાસ કર, એમ યાવત્ ૧૭ ઉપવાસ કરવા પર્યંત ચીંતવવું. પછી ૩૪ ભક્ત કર, ૩૨ ભક્ત કર, ૩૦ ભક્ત કર એમ બબે ભક્ત ઓછા કરતા યાવત્ ચોથા ભક્ત સુધી કહેવું, પછી એક ઉપવાસ કર, આયંબિલ કર, નિવિ કર, એકાસણું કર, બેઆસાણું કર, અવઢ્ઢ કર, પુરિમઢ્ઢ કર, સાઢ્ઢપોરિસિ કર પોરિસિ કર, નવકારસીમુઠ્ઠિસહિઅં કર, અહીં સર્વ સ્થાનકે શક્તિ નથી પ્રણામ નથી એમ ચિંતવવું પણ જે તપ કર્યો હોય પણ અત્યારે કરવો નથી, ત્યાં કહેવું કે શક્તિ છે પણ પ્રણામ નથી. અને છેલ્લે જે તપ કરવો હોય ત્યાં શક્તિ પણ છે, અને પ્રણામ પણ છે. એમ કહી કાયોત્સર્ગ પારીને લોગસ્સ કહેવો "આ પાંચમો આવશ્યક". છઠ્ઠા આવશ્યની મુહપતી પડિલેહીને વાંદણા દેવા પછી તીર્થવંદનાદિક કરી કાયોત્સર્ગમાં જે પચ્ચખાણ કરવા ધાર્યું હોય તે અત્ર પ્રગટ પણે

લેવું. એ છઠ્ઠો આવશ્યક પછી પડાવશ્યક પૂરા થયા તેનો હર્ષ થયો તેથી વીરસ્તુતિરૂપ "વિશાલલોચન" કહે પણ મંદસ્વરે કહે કારણકે ઉંચસ્વરે બોલવાથી હિંસકજીવો જાગી હિંસામાં પ્રવર્તે છે, તેનો કારણીક પોતે થાય આખુ ગયું પ્રતિક્રમણ મંદ સ્વરે કરવું જોઇએ પછી દેવવંદન કરે પછી ચાર ખમાસમણપૂર્વક ગુર્વાદિકનેવાંદી, "અઢાઇજ્જેસુ" કહે પછી સિમંધરસ્વામિનું તથા સિદ્ધાચળજીનું ચૈત્યવંદન કરે તે સમાચારી પ્રમાણે તથા સામાયકનો બે ઘડીકાળ પૂર્ણ કરવા માટે જાણવું એવી બે ઘડીથી ઓછા કાળમાં ઉઠી શકાય નહીં એમ સૂચન થાય છે આ પ્રતિક્રમણમાં "જગચિંતામણિ" નું તથા વિશાલલોચન એમ બે ચૈત્યવંદન આવે છે છતા સિમંધરસ્વામિઆદિના ચૈત્યવંદનો કરીએ છીએ તે વિશેષ મંગળીકને અર્થે સમજવું-તેજ પ્રમાણે સાંજના પ્રતિક્રમણમાં "નમોસ્તુ વર્દ્ધમાનાય" તથા "ચઉક્કસાય" ચૈત્યવંદનો આવે છે છતા આગળમાં દેવવંદન કરીએ છીએ, તે પણ વિશેષ મંગળીકના અર્થે સમજવુ "અઢાઇજ્જેસુ કહ્યા પછી શ્રાવક પૌષધમાં હોય તો તે "બહુવેલસંદિસાહુ" તથા "બહુવેલ કરશુ" એવા આદેશો માગે છૂટા શ્રાવક ને તેમ કરવાનું નથી કયા આવશ્યકથી કયા આચારની શુદ્ધિ થાય છે તે આ પુસ્તકમાં પાછળ લખ્યું છે ત્યાંથી જોઈ લેવું આ "હેતુઓ" "પ્રતિક્રમણ ગર્ભ હેતુ" તથા પ્રશ્નોત્તર રત્ન ચિંતામણી ગ્રંથને આધારે લખવામાં આવ્યા છે.

આ ગ્રંથમાં બાળકોના મગજમાં ઉતરી શકે તેવી સરળ અને જમાનાને અનુસરતી ભાષામાં સમજીને મુખ પાઠ કરી શકાય તેટલાજ સંક્ષિપ્ત અર્થ લખવામાં આવેલ છે

આ ગ્રંથમાં શરૂઆતમાં પ્રતિક્રમણ સૂત્રો સાર્થ આપેલછે પછી સામાયિક લેવા પારવાનીવિધિ, પ્રતિક્રમણવિધિ, પૂર્વાચાર્ય કૃત ચૈત્યવંદન, સ્તવન, અને સજ્ઝાયવિગેરે અનુક્રમે આપેલ છે. અને ત્યારબાદ પ્રતિક્રમણને વિશેષ ઉપયોગી બાબતો જેવીકે ૧ મુદ્રા ૨ સ્થાપના, ૩ મુહપત્તિ પ્રતિલેખના, ૪ સત્તર પ્રમાર્જના ૫ વાંદણાના ૨૫ આવશ્યક, ૬ પ્રતિક્રમણનો કાળ ૭ આવશ્યકવડે આચાર વિશુદ્ધિ ૮ પ્રતિક્રમણની ક્રિયા, કર્મ અને કર્ત્તા, ૯ રાત્રી પ્રતિક્રમણમંદ સ્વરે કરવું, ૧૦ પ્રતિક્રમણના સૂત્રોનું દરેક જણે મનન કરવું, ૧૧ કાયોત્સર્ગની દ્રષ્ટી ૧૨ પ્રતિક્રમણમાં દ્રષ્ટી કેમ રાખવી, ૧૩ પ્રતિક્રમણક્રિયા કેવા આસને કરવી ૧૪ સાધુ સાધ્વીથી શ્રાવક શ્રાવિકાએ કેટલે દુર રહેવું જોઇએ, ૧૫ મુહપત્તિનું પ્રમાણ ૧૬ ચરવળાનું પ્રમાણ ૧૭ તમસ્કાયની વૃષ્ટી એમ સત્તર બાબતોનું સ્ફુટપણે સમજ સાથે વિવેચન આપેલ છે.

આશા છેકે ભવ્ય સત્વો આ ગ્રંથનો યથાવિધિ લાભ લઇ યોજકના પ્રયાસને સફળ કરશે !

આ ગ્રંથમાં મતિમંદતાના દોષથી અગર પ્રમાદવશાત્ શાસ્ત્ર વિરૂદ્ધ લખાણ થયું હોય તે ત્રિવિધ ત્રિવિધ મિચ્છામિ દુક્કડં.

જે કોઈ વિદ્વાન્ મુનિ મહારાજા અગર શ્રાવક ભાઇઓને આ ગ્રંથમાં ભૂલ ચુક માલૂમ પડે તેઓ સાહેબે અમારા ઉપર કૃપા કરી સત્વર લખી જણાવવી. જેથી અમારી ભૂલ સુધરે અને બીજી આવૃત્તિમાં સુધારો કરી શકાય. 'Man is liable to err' "માણસ ભૂલને પાત્ર છે." પરંતુ ભૂલ સુધારવી તે સજ્જનનું અવશ્ય કર્ત્તવ્ય છે.

લી. પ્રસિદ્ધ કર્ત્તા.

॥ श्री पार्श्वनाथाय नमः ॥

# बे प्रतिक्रमणना सूत्रो

## अर्थ सहित.



### प्रथम नवकार मूत्र मांगलिक रूप

॥ नमो अरिहंताण ॥ १ ॥

શ્રી અરિહંત ( પરમાત્મા ) ને નમસ્કાર થાઓ ૧

॥ नमो सिद्धाण ॥ २ ॥

શ્રી સિદ્ધ ( પરમાત્મા ) ને નમસ્કાર થાઓ ૨

॥ नमो आयरियाण ॥ ३ ॥

શ્રી આચાર્ય ( મહારાજ ) ને નમસ્કાર થાઓ ૩

॥ नमो उवज्झायाणं ॥ ४ ॥

શ્રી ઉપાધ્યાય ( મહારાજ ) ને નમસ્કાર થાઓ. ૪

॥ नमो लोए सव्व साहूण ॥ ५ ॥

(અઢીદ્વીપ પ્રમાણ) લોકક્ષેત્રમધ્યેના સર્વે સાધુઓને નમસ્કારથાઓ. ૫

॥ एसो पंच नमुक्कारो ॥ ६ ॥

એ પાંચ નમસ્કાર. ૬

॥ सव्व पावप्पणासणो ॥ ७ ॥

સર્વ પાપના નાશ કરનારા છે. ૭

॥ मंगलाणंच सव्वेसिं ॥ ८ ॥

વળી સર્વ મંગલોમાં, ૮

॥ पढमं हवइ मंगलं ॥ ९ ॥

પ્રથમ મંગલ ( કલ્યાણરૂપ ) છે. ૯

પદ (૯) સંપદા (૮) ગુરૂ (૭) લઘુ (૬૧) સર્વવર્ણ (૬૮).

ઇતિ નવકાર સૂત્ર.



## ॥ पंचिंदिय सूत्र ॥

पंचिंदिअ संवरणो ॥

પાંચ ઇંદ્રિયો ( ના વિષયો ) ને રોકનાર,

॥ तह नवविह बंभचेर गुत्तिधरो ॥

તથા નવપ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિના ધરનાર,

॥ चउविह कसाय मुक्को ॥

ચાર પ્રકારના કષાયથી મુક્ત,

॥ इअ अट्ठारस गुणेहि सज्जुत्तो ॥ १ ॥

એ અઢાર ગુણોએ સહિત ૧

॥ पंच महव्वयजुत्तो ॥

પાંચ મહાવ્રતે યુક્ત,

॥ पंच विहायारपालण समत्थो ॥

પાંચ પ્રકારના આચાર પાળવાને સમર્થ,

॥ पंच समिओ तिगुत्तो ॥

પાંચ સમિતિ ( અને ) ત્રણ ગુપ્તિએ ગુપ્ત,

॥ छत्तीस गुणो गुरु मज्झ ॥ २ ॥

(એ) છત્રીસ ગુણોએ સહિત (તે) મારા ગુરૂ ( છે ) ૨ પદ (૮) ગાથા (૨) ગુરૂ (૧૦) લઘુ (૭૦) સર્વવર્ણ (૮૦)

ઇતિ પચિંદિઅ સૂત્ર.

## ॥ अथ खमासमण वा प्रणिपात सूत्र ॥

॥ इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसीहिआए मथ्थएण वंदामि ॥ ३ ॥ इति

અર્થ—હે ક્ષમા શ્રમણ ! મારા શરીરની શક્તિ સહિત તથા પાપવ્યાપાર તજીને ( આપના ચરણકમલને ) વાંદવાને ઇચ્છું છું ( અને ) મસ્તકે કરી વાંદુ છું. ૩

ગુરૂ ( ૩ ) લઘુ ( ૨૫ ) સર્વવર્ણ ( ૨૮ ).

## ॥ अथ सुगुरुने शाता सुखपृच्छा सूत्र ॥

॥ इच्छकार, सुहराइ, सुहदेवसि, सुखतप, शरीर निराबाध, सुख संजमजात्रा, निर्वहोछो जी. स्वामी शाता छेजी ? भात पाणीनो लाभ देजो जी ॥ ४ ॥ इति.

અર્થ—( હે ગુરૂજી ! ) આપ સુખે રાત્રિ, સુખે દિવસ, સુખે તપશ્ચર્યામાં, શરીર સંબંધી રોગરહિતપણામાં, સુખે સંયમ યાત્રામાં પ્રવર્ત્તો છો જી એમ ઈચ્છુછું. સ્વામી શાતા છે જી? ભાત પાણીનો લાભ દેજો જી. ૪ ઇતિ.



## ॥ अथ इरियावहियं सूत्र. ॥

॥ इच्छाकारेण संदिसह भगवन् इरियावहियं पडिक्कमामि इच्छं ॥

અર્થ—આપની ઇચ્છાપૂર્વક હે જ્ઞાનવંત ! ( પૂજ્ય ! ) આદેશ આપો તો ચાલવાના માર્ગમાં જે પાપ લાગ્યું તે પાપથી નિવર્તું,-પ્રતિક્રમું ! ત્યારે ગુરૂ આદેશ આપે કે પ્રતિક્રમો, પછી શિષ્ય કહે કે આપની આજ્ઞા પ્રમાણ છે

॥ इच्छामि पडिक्कमिउं ॥ १ ॥ इरियावहियाए विराहणाए ॥ २ ॥

અર્થ—હું પાપ થકી નિવર્ત્તવાને ઇચ્છું છું, ૧ જવા આવવાના માર્ગમાં તથા સાધુ શ્રાવકના માર્ગમાં જે વિરાધના [પાપ યુક્ત ક્રિયા] થઇ હોય ૨ જેમકે-

॥ गमणागमणे ॥ ३ ॥ पाणक्कमणे, बीयक्कमणे, हरियक्कमणे, ओसा उत्तिंग पणग दगमट्टी मक्कडासंताणा संकमणे ॥ ४ ॥

અર્થ—એક સ્થાનકથી બીજે સ્થાનકે જતા આવતા, ૩ (બે ત્રણ અને ચાર ઇંદ્રિયવાળા) જીવોને પગેકરી ચાંપવાથી, ધાન્યના બીજને ચાંપવાથી, લીલી વનસ્પતિને ચાંપવાથી, આ

કાશમાંથી પડતા ઠારને, કીડીયોના નાગરાંને, પાંચવર્ણી નીલ ફૂલને સચિત્ત માટીયુકત સચિત્ત પાણીને, કરોળીઆની જાળને પગે કરી ચાંપવાથી વા મસળવાથી, ૪

॥ जेमे जीवा विराहिया ॥ ५ ॥

અર્થ—જે જીવોની મેં વિરાધના કરી હોય અર્થાત્ જે જીવોને દુઃખી કર્યા હોય, ૫

તે કયા જીવો,

॥ एगिंदिया, बे इंदिया, ते इंदिया, चउरिंदिया, पंचिंदिया ॥ ६ ॥

અર્થ—એક ઇન્દ્રિયવાળા, બે ઇંદ્રિયવાળા, ત્રણ ઇંદ્રિયવાળા, ચાર ઇંદ્રિયવાળા, પાંચ ઇંદ્રિયવાળા, ૬

તેઓને કેવી રીતે વિરાધ્યા,

अभिहया, वत्तिया, लेसिया, संघाइया, संघट्टिया, परियाविया, किलामिया, उद्दविया, ठाणाओ-ठाणं संकामिया, जीवियाओ ववरोविया, तस्स मिच्छामि दुक्कडं ॥ ७ ॥

અર્થ—સામા આવતાને હણ્યાં હોય, ધૂળે કરી ઢાંક્યા હોય, ભૂમિસાથે મસળ્યા હોય, માંહોમાંહે શરીરે શરીર એકઠાં કર્યા હોય, થોડા સ્પર્શથી દુહવ્યા હોય, પરિતાપ ઉપજાવ્યો

હોય, મૃતપ્રાય કીધા હોય, ત્રાસ પમાડયા હોય, એક સ્થાનકથી બીજે સ્થાનકે મુકયા હોય, જીવિતવ્યથી જુદા કર્યા હોય, તે સ બધી જે પાપ લાગ્યુ હોય, તે પાપ મારૂ નિષ્ફળ થાઓ ૭
પદ (૨૯) સંપદા (૮) ગુરૂ (૧૪) લઘુ (૧૩૬) સર્વવર્ણ (૧૫૦)

ઇતિ ઇરિયાવહિયં સૂત્ર. ૫

---

## ॥ अथ तस्स उत्तरी सूत्र ॥

॥ तस्स उत्तरी करणेणं, पायच्छित्त करणेण, विसोही करणेणं, विसल्ली करणेण, पावाण कम्माणं निग्घायणट्ठाए, ठामि काउस्सग्गं ॥ ८ ॥

અર્થ—તે પાપને વિશેષ શુદ્ધ કરવાને, તેની ગુરૂ પાસે આલોયણા કરવાને, આત્માના અતરમેલને ટાળવાને, આત્માને શલ્યરહિત કરવાને અને તેથી સર્વ પાપકર્માનુ ઉચ્છેદન કરવાને માટે હુ કાયવ્યાપારના ત્યાગ કરવારૂપ શરીરને એક ઠામે કરૂ છુ ૮ ઇતિ
પદ (૬) સંપદા (૧) ગુરૂ (૧૦) લઘુ (૩૯) સર્વવર્ણ (૪૯)

## ॥ अथ अन्नथ्थ उससिएण सूत्र ॥

अन्नथ्थ उससिएणं, नीससिएणं, खासिएणं,

छीएणं, जंभाइएणं उड्डुएणं, वायनिसग्गेणं; भम-लिए, पित्तमुच्छाए ॥ १ ॥

અર્થ—જે આગારોનું વર્ણન કરૂં છું તે શિવાયના બીજે સ્થાનકે (કાયવ્યાપારનો ત્યાગ કરૂં છું.) તે બાર આગારોનાં નામ.

ઉંચોશ્વાસ લેવાવડે, નીચોશ્વાસ મૂકવાવડે, ઉધરસ આવવાથી, છીંક આવવાથી, બગાસું આવવાથી, ઓડકાર આવવાથી, વા સંચરવાથી, ચકરી આવવાથી, પિત્તના પ્રકોપથી, ૧

सुहुमेहिं अंगसंचालेहिं, सुहुमेहिं खेलसंचालेहिं, सुहुमेहिं दिट्टिसंचालेहिं ॥ २ ॥

અર્થ—સૂક્ષ્મશરીરનો સંચાર થવાથી, સૂક્ષ્મ થુંક અથવા કફ ગળવાથી, સૂક્ષ્મદૃષ્ટિના સંચારથી, ૨

एवमाइएहिं आगारेहिं अभग्गो अविराहिओ हुज्ज मे काउस्सग्गो ॥ ३ ॥

અર્થ—પૂર્વોક્ત આગારો વિગેરે બીજા (પણ ચ્યાર) આગારોથી, મારો કાયોત્સર્ગ, અખંડિત, અવિરાધિત, હોજો; ૩

( ક્યાં સુધી )

जाव अरिहंताणं, भगवंताणं, नमुक्कारेणं,

અર્થ—( શ્રી ) ઋષભદેવ તથા અજિતનાથને વાંદુ છું, સંભવનાથ, અભિનંદન સ્વામી તથા સુમતિનાથને, પદ્મપ્રભુ, સુપાર્શ્વનાથ તથા રાગદ્વેષના જિતનારા ચંદ્રપ્રભુને વાંદું છું ૨.

**सुविहिंच पुप्फदंतं, सीअल सिज्जंस वासुपुज्जं च ॥**
**विमलमणंतंच जिणं, धम्मं संतिंच वंदामि ॥ ३ ॥**

અર્થ—( શ્રી ) સુવિધિનાથ ( બીજું નામ ) પુષ્પદંતને, શીતલનાથને, શ્રેયાંસનાથને અને વાસુપૂજ્યસ્વામીને, વિમલનાથને, અનંતનાથને અને રાગદ્વેષના જિતનારા ધર્મનાથને તથા શાંતિનાથને હું વંદના કરૂં છું. ૩

**कुंथुं अरंच मल्लिं, वंदे मुणिसुव्वयं नमि जिणंच ॥**
**वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥**

અર્થ—( શ્રી) કુંથુનાથને તથા અરનાથને, મલ્લિનાથને, મુનિ સુવ્રતસ્વામીને તથા રાગદ્વેષના જિતનારા નમિનાથને વાંદું છું. (શ્રી ) અરિષ્ટનેમિને તથા પાર્શ્વનાથને અને વર્દ્ધમાન સ્વામિને હું વંદના કરૂં છું. ૪

**एवं मए अभिथ्थुआ विहुयरयमला पहीणजरमरणा ॥**
**चउवीसंपि जिणवरा, तिथ्थयरा मे पसीयंतु ॥ ५ ॥**

અર્થ—એ પ્રકારે મેં ( નામ પૂર્વક ) સ્તવ્યા, તે ચોવીસે તીર્થંકરો તથા બીજા પણ તીર્થંકરો જેઓએ ( કર્મરૂપ ) રજ

તથા મલને ટાળ્યા છે (તથા જેમણે) જરા અને મરણ અતિશયે કરીને ક્ષય કર્યા છે (તથા જે) સામાન્ય કેવળીઓથી શ્રેષ્ઠ છે એવા તે તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ ૫

कित्तिय वंदिय महिया, जे ए लोगस्स उत्तमासिद्धा॥
आरुग्ग बोहिलाभं, समाहिवरमुत्तम दितु ॥ ६ ॥

અર્થ—(જેમને ઇંદ્રાદિ) સ્તવે છે, વંદના કરે છે, પૂજા કરેછે અને જેઓ લોકને વિષે ઉત્તમ સિદ્ધ (ભગવાન) થયા છે, તેઓ (મને) આરોગ્યતા, સમ્યગ્ દર્શનનો લાભ અને પ્રધાન ઉત્તમ સમાધિ આપો ૬

चंदेसु निम्मलयरा, आइच्चेसु अहिय पयासयरा ॥
सागरवरगंभीरा, सिद्धासिद्धि मम दिसंतु ॥ ७ ॥

અર્થ—ચંદ્રસમુદાયથી વિશેષ નિર્મળ, સૂર્યસમુદાયથી વિશેષ પ્રકાશ કરનાર (અને) (સ્વયંભુ રમણ) સમુદ્ર જેવા ગંભીર એવા સિદ્ધ (પરમાત્મા) મને મોક્ષ આપો ૭

પદ (૨૮) સંપદા (૨૮) ગુરૂ (૨૭) લઘુ (૨૨૯) અક્ષર (૨૫૬)

ઇતિ લોગસ્સ સૂત્ર. ૮

## ॥ अथ करेमि भंते सूत्र वा सामायिकनुं पच्चरकाण ॥

करेमि भंते सामाइयं, सावज्जं जोगं पच्चरकामि, जावनिअमं पज्जुवासामि, दुविहं, तिविहेणं,

અર્થ—હે ભગવંત ! હું ( રાગદ્વેષના અભાવરૂપ ) ( જ્ઞાનાદિ ગુણના લાભરૂપ ) સામાયિક કરૂં છું ( અર્થાત્ ) પાપયુક્ત વ્યાપારનું પચ્ચખ્ખાણ કરૂં છું.(નિષેધ કરૂં છું) જ્યાં સુધી તે નિયમનું સેવન કરૂં ત્યાં સુધી, બે કરણ અને ત્રણ જોગથી

मणेणं, वायाए, काएणं, न करेमि, न कारवेमि, तस्सभंते, पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि ॥ १ ॥

અર્થ—મન, વચન અને કાયા ( એ ત્રણ પ્રકાર ) વડે ન કરૂં ( તથા ) ન કરાવું, હે ભગવંત ! તે સંબંધી હું પ્રતિક્રમું છું, ( આત્મસાક્ષીએ ) નિંદું છું, ( ગુરૂસાક્ષીએ ) વિશેષ નિંદું છું ( અને ) આત્માને વોસરાવું છું ૧ ઇતિ. ૯

ગાથા-૧ ગુરૂ (૭) લઘુ (૬૯) સર્વવર્ણ (૭૬)

## ॥ अथ सामायिक पारवानु सूत्र ॥

सामाइअ वयजुत्तो, जावमणे होइ नियमसजुत्तो ॥
छिन्नइ असुहं कम्म, सामाइअ जत्तिआवारा ॥ १ ॥

અર્થ—સામાયકનતથી યુકત, જ્યા સુધી મન તે નિયમથી સયુક્ત હોય ત્યા સુધી, જેટલીવાર સામાયિક કરે તેટલી વાર અશુભ કર્મના નાશ કરે છે

सामाइअंमि उ कए, समणोइव सावओ हवइ जम्हा ॥
एएण कारणेणं, वहुसो सामाइअ कुज्जा ॥ २ ॥

અર્થ—જે માટે, સામાયિક કરતી વખત શ્રાવક, સાધુ સમાન હોય, તે કારણથી ( તત્ત્વના જાણનાર ) બહુવાર સામાયિક કરે ,૨ ८

सामायिकविधे लीधुं, विधे पार्युं, विधि करतां, जे कोइ अविधि हुओ होय, ते सविहु मन वचन कायाये करी मिच्छामि दुक्कडं ॥

દસ મનના, દસ વચનના, બાર કાયાના, એ બત્રીશ દોષમા જે કાંઇ દોષ લાગ્યો હોય, તે સવિહુ મન વચન કાયાયે કરી તસ્સ મિચ્છામિ દુક્કડં

ગાથા (૧) ગુરૂ (૭) લઘુ (૬૭) સર્વવર્ણ (૭૪)

ઇતિ સામાયિક પારવાનુ સૂત્ર ૧૦

## ॥ अथ जगचिंतामणि चैत्यवंदन ॥

इच्छाकारेण संदिसह भगवन् चैत्यवंदन करूं ॥ इच्छं

અર્થ—સુગમ છે.

जगचिंतामणि जगनाह, जगगुरु जगरक्खण ॥
जगबंधव जगसत्थवाह, जगभाव विअक्खण ॥
अठावय संठविय, रूव कम्मट्ठ विणासण ॥
चउवीसंपि जिणवर, जयंतु अप्पडिहयसासण ॥ १ ॥

અર્થ—ભવ્ય જીવોને ચિંતામણિરત્ન સમાન નિકટ ભવ્યજીવોના નાથ, સમસ્ત લોકના હિતોપદેશક, છ જીવનિકાયના રક્ષક, સમાન બોધવંતના ભાઇ, મોક્ષાભિલાષીના સાર્થવાહ, ષટ્દ્રવ્ય તથા નવતત્વનું સ્વરૂપ કહેવામાં વિચક્ષણ, અષ્ટાપદ પર્વત ઉપર સ્થાપન કર્યા છે બિંબ જેના, અષ્ટકર્મના નાશ કરનારા એવા ચોવીસે તીર્થંકરો જયવંતા વર્તો, જેનું શાસન કોઇથી હણાય નહીં તેવું છે. ૧

कम्मभूमिहिं कम्मभूमिहिं, पढम संघयणि ॥
उक्कोसय सत्तरिसय, जिणवराण विहरंत लब्भइ ॥
नवकोडिहिं केवलिण, कोडिसहस्स नव साहु गम्मइ ॥
संपइ जिणवर वीस मुणि, बिहुं कोडिहिं वरनाण ॥
समणह कोडि सहसदुअ, थुणि जिअनिच्च विहाणि २

અર્થ—અસિ, મસી અને કૃષિકર્મ જ્યા વર્તે છે એવા, કર્મભુમિના ક્ષેત્રને વિષે, પ્રથમ સંઘયણવાળા ઉત્કૃષ્ટપણે એક સોસિત્તેર તીર્થંકરો, વિચરતા પામિયે, કેવલ જ્ઞાની નવક્રોડ (અને) નવ હજાર ક્રોડ સાધુઓ (હોય એમ) (સિદ્ધાંતથી) જાણીએ, વર્તમાનમા (શ્રી સીમંધરસ્વામિ પ્રમુખ) વીશતીર્થંકર (અને) પ્રધાન કેવળજ્ઞાનના ધરનાર બે ક્રોડ મુનિ, (તથા) બે હજાર ક્રોડ સાધુઓ (હોય) તેઓની નિરંતર પ્રભાતે સ્તવના કરીએ ૨

जयउसामी जयउसामी, रिसह सत्तुंजि ॥ उज्जिंत पहु नेमिजिण, जयउ वीर सच्चउरिमंडण ॥ भरुअच्छहि मुणिसुव्वय, मुहरिपास दुह दुरिअ खंडण ॥ अवरविदेहि तित्थयरा, चिहुं दिसि विदिसि जि केवि ॥ तीआणागय संपइअ. वंदु जिण सव्वेवि ॥ ३ ॥

અર્થ—જયવંતા વર્તો, શ્રી શત્રુંજય ઉપર શ્રી રીષભદેવ જયવંતા વર્તો, શ્રીગીરનારજી ઉપર પ્રભુ નેમનાથ તીર્થંકર (અને) સાચોર નગરના આભૂષણરૂપ શ્રી વીરસ્વામી જયવંતા વર્તો, ભરૂચમા શ્રી મુનિસુવ્રતસ્વામી (અને) મુહરિ ગામમા શ્રીપાર્શ્વનાથ (એ પાંચે જીનવરો) દુખ અને પાપના નાશ કરનારા છે બીજા (પાંચ) મહાવિદેહને વિષે જે તીર્થંકરો, (છે તથા) ચાર દિશાઓ અને ચાર વિદિશાઓમા જે કોઈ પણ, અતિતકાળ અનાગતકાળ અને વર્તમાનકાળ સંબંધી તીર્થંકરો છે તે સર્વને હું વંદના કરૂ છુ ૩

सत्ताणवइ, सहस्सा; लरका छप्पन्न अठ कोडीओ ॥ बत्तीसय ( पाठांतरं ) बत्तीस बासिआइं, तिअलोए चेइए वंदे ॥ ४ ॥

અર્થ—આઠ ક્રોડ, છપન લાખ, સતાણું હજાર, બત્રીશ સો ને બાસી, ત્રણલોકને વિષે જિનપ્રાસાદ છે ( તેને ) હું વાંદું છું. ૪

पनरस कोडि सयाइं, कोडि बायाल लरक अडवन्ना ॥ छत्तीस सहस असिआइं. सासय बिंबाइं पणमामि ॥ ५ ॥

અર્થ—પંદરસો ક્રોડ ( પંદર અબ્જ ) બેંતાલીશ ક્રોડ, અઠ્ઠાવન લાખ, છત્રીસ હજાર, એંસી (પૂર્વોકત જિનપ્રાસાદને વિષે ) શાશ્વતા જિનબિંબો છે તેઓને હું વંદના કરૂંછું. ૫ ઈતિ

---

## ॥ अथ जंकिंचि सूत्र ॥

जंकिंचि नाम तिथ्थं, सग्गे पायालि माणुसे लोए ॥ जाइं जिणबिंबाइं, ताइं सव्वाइं वंदामि ॥१॥

અર્થ—સ્વર્ગનેવિષે, પાતાળનેવિષે (અને) મનુષ્યલોકનેવિષે, જે તીર્થંકરના બિંબો છે તે સર્વને ( તેમજ ) જે કાંઈ નામ રૂપ તીર્થો છે ( તેને ) હું વંદના કરૂં છું. ૧

ગાથા (૧) પદ (૪) સંપદા (૪) ગુરૂ (૩) લઘુ (૨૯) સર્વવર્ણ (૩૨)

## ॥ अथ नमुथ्थुणं वा शक्रस्तव सूत्र ॥

**नमुथ्थुण अरिहंताण भगवंताणं ॥ १ ॥**

અર્થ—નમસ્કાર હો, ( થી ) અરિહંતને, ભગવંતને, ૧

**॥ आइगराणं, तिथ्थयराणं, सयंसंबुद्धाणं ॥ २ ॥**

અર્થ—(ધર્મની) આદિના કરનારને, તીર્થના સ્થાપનારને, પોતાની મેળે બોધ પામનારને, ૨

**॥ पुरिसुत्तमाण, पुरिससीहाणं, पुरिसवरपुंडरीआणं, पुरिसवरगंधहथ्थीण ॥ ३ ॥**

અર્થ—પુરૂષને વિષે ઉત્તમને, પુરૂષને વિષે સિંહ સમાનને, પુરૂષને વિષે ઉત્તમ પુંડરીક કમળ સમાનને, પુરૂષને વિષે ગંધહસ્તિ સમાનને ૩

**॥ लोगुत्तमाण, लोगनाहाण, लोगहिआण, लोगपईवाण, लोगपज्जोअगराणं ॥ ४ ॥**

અર્થ—લોકને વિષે ઉત્તમને લોકનાનાથને, લોકના હિત કરનારને, લોકને વિષે દીવા સમાનને, લોકમા પ્રકાશ કરનારને, ૪

**॥ अभयदयाणं, चक्खुदयाणं, मग्गदयाणं, सरणदयाणं, बोहिदयाणं ॥ ५ ॥**

અર્થ—અભય દાનના આપનારને, ( શ્રુતજ્ઞાનરૂપ ) ચક્ષુના આપનારને, ( મોક્ષ ) માર્ગના આપનારને, શરણ આપ નારને, સમકિત આપનારને, ૫

॥ धम्मदयाणं, धम्मदेसियाणं, धम्मनायगाणं ॥
धम्मसारहीणं, धम्मवरचाउरंतचक्कवट्टीणं ॥ ६ ॥

અર્થ—ધર્મના દાતાને, ધર્મના ઉપદેશકરનારને, ધર્મના નાયકને, ધર્મના સારથીને, ચાર ગતિના અંત કરનાર ઉત્તમ ધર્મ ચક્રવર્તીને; ૬

॥ अप्पडिहय-वरनाणदंसणधराणं, विअट्टछउमाणं, ॥ ७ ॥

અર્થ—કોઈથી હણાય નહીં એવા ઉત્તમ જ્ઞાન (કેવળજ્ઞાન) અનેદર્શન ( કેવળદર્શન ) ના ધારણ કરનારને, નિવર્ત્યું છે છદ્મસ્થપણું તેમને; ૭

॥ जिणाणं जावयाणं, तिन्नाणं तारयाणं बुद्धाणं बोहयाणं, मुत्ताणं मोअगाणं ॥ ८ ॥

અર્થ—રાગદ્વેષના જિતનારને ( તથા ) જિતાડનારને, ( સંસારથી ) તરનારને ( તથા ) તારનારને, તત્ત્વના જાણનારને ( તથા ) જણાવનારને, (કર્મથી) મુક્તને (તથા) મુકાવનારને; ૮

॥सव्वन्नूण, सव्वदरिसिण सिव मयल मरुअमणंत मक्खय मव्वाबाह मपूणरावित्ति सिद्धिगइ नामधेयं, ठाणं, संपत्ताण नमोजिणाण जिअभयाणं ॥ ९ ॥

અર્થ—સર્વજ્ઞને, સર્વદર્શીને, કલ્યાણરૂપ, અચળ રોગરહિત, અનંત, અક્ષય, અવ્યાબાધ, અપુનરાગમન એવી સિદ્ધિ ગતિ છે નામ જેનુ, એવા સ્થાનને પામેલાને, રાગદ્વેષના ક્ષય કરનાર તથા સર્વ ભયના જિતનારને નમસ્કાર હો, ૯

॥ जेअ अईआसिद्धा, जेअ भविस्सतणागये काले ॥ सपइअ वट्टमाणा, सव्वे तिविहेण वंदामि१०

અર્થ—જેઓ અતીતકાળે સિદ્ધ થયા, જેઓ અનાગતકાળે સિદ્ધ થશે ( અને ) વર્તમાન કાળે વિદ્યમાન એવા સર્વ ( જિનો ) ને હુ ત્રિવિધે વદના કરૂ છુ ૧૦

પદ ( ૩૩ ) સપદા ( ૯ ) ગાથા ( ૧ ) ગુરૂ ( ૩૩ ) લઘુ

( ૨૬૪ ) સર્વવર્ણ ( ૨૯૭ )

ઇતિ નમુથ્થુણ સૂત્ર



## ॥ अथ जावंति चेइआइं सूत्र ॥

जावंति चेइआइं, उड्ढेअ अहेअ तिरिअ लोएअ॥ सव्वाइं ताइं वंदे, इह संतो तथ्थ संताइं ॥ १ ॥

અર્થ—ઉર્દ્ધ્વલોકને વિષે તથા અધોલોકને વિષે અને તિર્ચ્છા લોકને વિષે જેટલી જિનપ્રતિમાઓ છે, તે સર્વને, હું અહીં છતો; ત્યાં છે તેને વંદના કરૂં છું. ૧ ઇતિ.

સંપદા ( ૪ ) ગાથા ( ૧ ) પદ ( ૪ ) ગુરૂ ( ૩ ) લઘુ ( ૩૨ ) સર્વવર્ણ ( ૩૫ ).

## ॥ अथ जावंत केवि साहू सूत्र ॥

जावंत केवि साहू, भरहे रवय महाविदेहे अ॥ सव्वेसिं तेसिं पणओ, तिविहेण तिदंडविरयाणं १

અર્થ—(પાંચ) ભરત ( પાંચ ) ઐરવત અને ( પાંચ ) મહાવિદેહ ક્ષેત્ર ને વિષે જેટલા કોઇ સાધુઓ, મન વચન કાયાએ કરીને ત્રણ દંડથી નિવર્ત્તેલા છે, તેઓ સર્વેને નમસ્કાર થાઓ. ૧ ઇતિ.

પદ ( ૪ ) સંપદા ( ૪ ) ગાથા ( ૧ ) લઘુ ( ૩૭ ) સર્વવર્ણ ( ૩૮ ).

# ॥ अथ उवसग्गहरं स्तवन ॥



उवसग्गहरं पासं, पास वंदामि कम्मघणमुक्कं ॥
विसहर विसनिन्नास, मंगल कल्लाण आवासं ॥ १ ॥

અર્થ—ઉપસર્ગનો હરનાર પાર્શ્વ નામનો યક્ષ સેવક છે જેનો એવા શ્રી પાર્શ્વનાથ ભગવાન્ જે કર્મના સમૂહથી મુક્ત છે, (તથા) જે સર્પના ઝેરને અતિશયે કરીને નાશ કરનાર છે (વળી) જે મંગળ અને કલ્યાણના ઘર છે તેમને હું નમસ્કાર કરૂં છું ૧

विसहरफुलिंगमंतं, कंठे धारेइ जो सया मणुओ ॥
तस्स गह रोगमारी, दुठ्ठ जरा जंति उवसामं ॥ २ ॥

અર્થ—જે મનુષ્ય નિરંતર (શ્રી પાર્શ્વનાથના નામ ગર્ભિત) વિષધર સ્ફુલિંગ નામના મંત્રને કંઠને વિષે ધારણ કરે છે, તેના (દુષ્ટ) ગ્રહ, રોગ, મરકી (અને) દુષ્ટ જ્વર તાપ શાંત પામે છે ૨

चिठ्ठउ दूरे मंतो, तुज्झ पणामोवि बहुफलो होइ ॥
नरतिरिएसुवि जीवा, पावंति न दुक्ख दोगच्चं ॥३॥

અર્થ—(એ) મંત્ર દૂર રહો, તમને નમસ્કાર કરવો તે

પણ ઘણું ફળ આપનાર થાયછે. (તે) જીવો મનુષ્ય અને તિર્ય-
ચને વિષે પણ દુઃખ અને દારિદ્ર પામતા નથી. ૩

तुह.सम्मत्ते लद्धे, चिंतामणि कप्पपायवब्भहिए ॥
पावंति अविग्घेणं, जीवा अयरामरंठाणं ४ ॥

અર્થ—ચિંતામણિ રત્ન (અને) કલ્પવૃક્ષથી અધિક એવું
તમારૂં સમ્યગ્દર્શન પામે છતે, ( ભવ્ય ) જીવો અજર અમર
સ્થાનને નિર્વિઘ્નપણે પામેછે. ૪

इअ संथुओ महायस, भत्तिभर निब्भरेण हिअ-
एण ॥ ता देव दिज्ज बोहिं, भवे भवे पास जिणचंद ५

અર્થ—હે મહાયશ! ભક્તિના સમૂહથી પૂર્ણ ભરેલા
અંતઃકરણથી આ સ્તવના કરી, તે કારણથી હે દેવ ! શ્રીપા-
ર્શ્વજિનચંદ્ર ! ( મને ) જન્મોજન્મને વિષે બોધિ બીજ (સમ્ય-
ગ્દર્શન ) આપો. ૫ ઇતિ.

લઘુ ( ૧૫૬ ) સર્વ વર્ણ ( ૧૮૫ ) ગાથા ( ૫ )

## ॥ अथ जयवीयराय सूत्र ॥

जय वीयराय जगगुरु, होउ ममं तुह पभावओ
भयवं ॥ भवनिव्वेओ मग्गा,—णुसारिआ इट्ठफलसिद्धि १

અર્થ—હે વીતરાગ ! હે જગતના ગુરૂ ! (તમે) જય-વતા વર્તો હે ભગવત ! મને તમારા પ્રભાવથી ભવનુ ઉદાસપણુ, માર્ગાનુસારીપણુ (અને) ઇષ્ટ ફળની સિદ્ધિ હોજો

लोगविरुद्धच्चाओ, गुरुजणपूआ परत्थकरणंच ॥
सुहगुरुजोगो तव्वय,–णसेवणा आभवमखंडा ॥२॥

અર્થ—લોક વિરૂદ્ધનો ત્યાગ, (માતપિતાદિ) ગુરૂજ-નની પૂજા તથા પરોપકાર કરવાપણુ, શુદ્ધ ગુરૂનો મેલાપ, તેમના વચનનુ અગીકરણુ (તેસર્વ) જ્યા સુધી મારે ભવ કરવા પડે ત્યા સુધી અખડ હોજો ૨

वारिज्जइ जइवि निआ,–णबंधणं वीयराय तुह समए ॥ तहवि मम हुज्जा सेवा, भवे भवे तुम्ह च-लणाण ॥ ३ ॥

અર્થ—હે વીતરાગ! તમારા સિદ્ધાતમા જો કે નિયા-ણાનુ બાધવુ નિષેધ્યુ છે, તો પણ મને ભવોભવને વિષે તમારા ચરણોની સેવા હોજો ૩

दुक्करकओ कम्मक्खओ, समाहि मरणंच बोहि लाभोअ ॥ संपज्जउ, मह एअं, तुह नाह पणाम करणेणं ॥ ४ ॥

અર્થ—હે નાથ! તમને પ્રણામ કરવાથી, મને, દુ ખનો

ક્ષય, કર્મનો ક્ષય, સમાધિ મરણ તથા બોધિનો લાભ, એ ( ચાર ) સંપ્રાપ્ત થાઓ. ૪

सर्व मंगल मांगल्यं, सर्व कल्याणकारणम् ॥
प्रधानं सर्व धर्माणां, जैनं जयति शासनम् ॥५॥

અર્થ—સર્વ મંગળીકમાં મંગળીક, સર્વ કલ્યાણનું કારણ ( અને ) સર્વ ધર્મોમાં પ્રધાન ( એવું ) જૈન શાસન જયવંત વર્ત્તે છે. ૫ ઇતિ.

સંપદા ( ૨૦ ) ગાથા ( ૫ ) પદ ( ૨૦ ) ગુરૂ ( ૧૯ )
લઘુ ( ૧૭૨ ) સર્વવર્ણ ( ૧૯૧. )



## ॥अथ अरिहंत चेइआणं वा चैत्यस्तव सूत्र ॥

अरिहंत चेइआणं, करेमि काउस्सग्गं ॥ १ ॥

અર્થ—અરિહંતની પ્રતિમાને ( વંદનાદિ અર્થે ) હું કાયોત્સર્ગ કરૂં છું. ઈતિ.

वंदणवत्तिआए, पूअणवत्तिआए, सक्कारवत्तिआए, सम्माणवत्तिआए, बोहिलाभवत्तियाए, निरुवसग्गवत्तिआए ॥ २ ॥

અર્થ—વાંદવાને નિમિત્તે, પૂજા કરવાને નિમિત્તે સત્કા

રને નિમિત્તે, સન્માનને નિમિત્ત, બોધિ લાભને નિમિત્તે (અને) ઉપસર્ગરહિત (મોક્ષ) સ્થાન પામવા નિમિત્તે, ૨

सद्धाए, मेहाए, धीईए, धारणाए, अणुप्पेहाए, वड्ढमाणीए ठामि काउस्सग्ग ॥ ३ ॥

અર્થ—વૃદ્ધિ પામતી શ્રદ્ધાથી, નિર્મળ બુદ્ધિપૂર્વક, ચિત્તની સ્થિરતાએ, ધારણા પૂર્વક, વારંવાર વિચારણા પૂર્વક, હુ કાયોત્સર્ગ કરૂ છુ ૩ (વૃદ્ધિ પામતિ એ પદ શ્રદ્ધાદિ પાચ સાથે જોડવુ)

સપદા (૩) પદ (૧૫) ગુરૂ (૧૯) લઘુ (૭૩) સર્વવર્ણ (૮૯)

---

## ॥ अथ परमेष्टि नमस्कार सूत्र ॥

नमोऽर्हत्सिद्धाचार्योपाध्याय सर्व साधुभ्य. ॥१॥

અર્થ—અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય (અને) સર્વ સાધુઓને (મારો) નમસ્કાર હો ૧

---

## ॥ अथ कल्लाण कंदं स्तुति ॥

कल्लाण कंद पढम जिणंद, संतिं तओ नेमि जिणं मुणिंदं ॥ पास पयासं सुगुणिक्कठाण, भत्तीइ वंदे सिरिवद्धमाण ॥ १ ॥

અર્થ—કલ્યાણના મૂળ શ્રી પ્રથમ જિનેંદ્રને, શ્રી શાંતિનાથને તથા મુનીઓના ઇંદ્ર શ્રી નેમિજીનને ( ત્રણ ભુવનને ) પ્રકાશ કરનારા ( અને ) સારા ગુણોના એક સ્થાનક શ્રીપાર્શ્વનાથને ( તથા ) શ્રી વર્દ્ધમાનસ્વામિને હું ભક્તિ પૂર્વક વાંદુ છું. ૧

अपार संसार समुद्दपारं, पत्ता सिवं दिंतु सुइक्कसारं॥ सव्वे जिणंदा सुरविंद वंदा, कल्लाण वल्लीण विसाल कंदा ॥ २ ॥

અર્થ—નથી છેડો જેનો એવા સંસાર રૂપ સમુદ્રના પારને પામેલા ( તથા ) દેવતાઓના સમૂહથી વંદાએલા (અને) કલ્યાણ રૂપ વેલના વિશાળ મૂળ એવા સર્વ જીનેંદ્રો, સર્વ પવિત્ર વસ્તુઓને વિષે સારરૂપ એવું મોક્ષ (મને) આપો. ૨

निव्वाणमग्गे वरजाणकप्पं, पणासिया सेस कुवाइदप्पं ॥ मयं जिणाणं सरणं बुहाणं, नमामि निच्चं तिजगप्पहाणं, ॥ ३ ॥

અર્થ—મોક્ષમાર્ગને વિષે પ્રધાન રથ સમાન ( અને ) સમસ્ત કુવાદિયોના અહંકારને નાશ કરનાર, તત્ત્વવેત્તાઓને આધારભૂત (અને) ત્રણ જગતને વિષે પ્રધાન એવા જિનેશ્વરોના મતને હું નિરંતર નમસ્કાર કરૂંછુ. ૩

कुंदिंदुगोक्खीरतुसारवन्ना, सरोजहत्था कमले निसन्ना ॥ वायेसिरी पुत्थय–वग्ग–हत्था, सुहाय

सा अम्ह सया पसथ्था ॥ ४ ॥

अर्थ—મચકુંદના ફુલ, ચંદ્રમા, ગાયનું દુધ (અને) હિમ એ (ચાર) ના વર્ણ જેવો રંગ છે જેનો, હાથમાં કમલ વાળી, કમલને વિષે બેઠેલી, પુસ્તકનો સમૂહ જેના હાથમાં છે એવી, તથા ઉત્તમ એવી તે શ્રુતદેવી, નિરંતર અમને સુખને અર્થે થાઓ ૪ ઇતિ સ્તુતિ



## ॥ अथ संसार दावानी स्तुति ॥

इद्रवज्रा छंद.

संसारदावानल–दाहनीरं, संमोहधूलीहरणे समीरं ॥ माया–रसा–दारण–सार–सीरं, नमामि वीरं गिरिसार धीरम् ॥ १ ॥

अर्थ—સંસાર રૂપી દાવાનળના તાપને ઓલવવાને પાણીસમાન, અજ્ઞાનરૂપ ધુળને હરણ કરવાને પવન સમાન, કપટ રૂપી પૃથ્વીને ખોદવાને તીક્ષણ હળ સમાન અને મેરૂપર્વતની જેવા ધૈર્યતાવાળા એવા વીરપ્રભુને હું નમસ્કાર કરૂં છું ૧

वसततिलका वृत्तम

भावावनाम–सुरदानवमानवेन,–
चूलाविलोलकमलावलिमालितानि ॥

संपूरिताभिनतलोकसमीहितानि,
कामं नमामि जिनराज पदानि तानि॥ २ ॥

અર્થ—ભાવ પૂર્વક નમસ્કાર કર્યા છે જેણે એવા દેવ, દાનવ અને મનુષ્યના સ્વામી તેના મસ્તકને વિષે રહેલા મુગટ ઉપરના દેદીપ્યમાન કમલોની શ્રેણિઓવડે જે પૂજાયેલા છે. તથા સમ્યક્‌રીતે પૂર્ણ કર્યાછે નમસ્કાર કરનારા લોકોના મનોવાંછિત જેણે, એવા જીનેશ્વર ભગવાનના તે ચરણો પ્રત્યે હું સ્વેચ્છાએ નમસ્કાર કરૂં છું. ૨

मंदाक्रांता वृत्तम्.

बोधागाधं सुपदपदवी–नीरपूराभिरामं,
जीवाहिंसाविरललहरीसंगमागाहदेहम् ॥
चूलावेलं गुरुगममणी संकुलं दूरपारं,
सारं वीरागमजलनिधिं सादरं साधु सेवे ॥ ३ ॥

અર્થ—ગંભીર છે જ્ઞાન જેને વિષે તથા સુંદરપદોની રચના રૂપ પાણીના સમૂહે કરી મનોહર, તથા જીવોની રક્ષા રૂપ, આંતરારહિત તરંગોના પરસ્પર મલવા થકી અગાધ છે દેહસ્વ-રૂપ જેનું, વળી સિદ્ધાંતોની ચૂલીકારૂપી વેલો છે જેને વિષે તથા મોટા એવા સરખા પાઠરૂપ રત્નોથી ભરેલો અને અત્યંત દૂર છે કાંઠો તે જેનો તથા પ્રધાન એવા શ્રી વીર પરમાત્માના આગમ-રૂપ સમુદ્રને આદરસહિત સમ્યક્ પ્રકારે હું સેવું છું. ૩

स्रग्धरावृत्तम्

आमूलालोल–धूलीबहुलपरिमलालीढलोलालि-
माला,-झंकारारावसारामलदलकमलागारभूमी-निवासे॥
छायासंभारसारे वरकमलकरे तारहाराभिरामे वाणी-
संदोहदेहे भवविरहवरं देहि मे देवि सारम् ॥ ४ ॥

અર્થ—મૂળસુધી ડોલતુ તથા મકરંદના સુગંધી કણી આની અત્યંત સુગંધને વિષે આસકત એવા ચપલ ભમરાઓની શ્રેણિના ગુંજારના શબ્દોએ કરીને શોભતુ એવું, વળી નિર્મળ પાંદડાવાળુ એવુ કમલ તેની ઉપર ભુવન છે જેનુ, અને તેના મધ્યભાગની ભૂમિને વિષે નિવાસ છે જેનો એવી, તથા કાંતિના સમૂહવડે સુશોભિત એવી, તથા સુંદર કમળ છે જેના હાથને વિષે એવી, તથા દેદીપ્યમાન હારે કરી મનોહર એવી, દ્વાદશાંગીરૂપ વાણી તેનો સમૂહ, તેજ છે શરીર જેનુ એવી, હે શ્રુતદેવિ ! મને પ્રધાન મોક્ષરૂપી વરદાન આપો ૪

ગાથા (૪) પદ (૧૮) સંપદા (૧૬) સર્વ (લઘુ) વર્ણ (૭૫૨)



## ॥ अथ पुक्करवरदी वा श्रुतस्तव सूत्र ॥

आर्या गीति.

पुक्खरवरदीवड्ढे, धायइसंडे अ जंबुदीवे अ ॥
भरहेरवयविदेहे, धम्माइगरे नमंसामि ॥ १ ॥

અર્થ—પુષ્કરવર નામના દ્વીપના અર્ધ ભાગમાં, ધાતકીખંડમાં તથા જંબુદ્વીપમાં પાંચ ભરત પાંચ ઐરવત અને પાંચ મહાવિદેહ મધ્યેના ધર્મની આદિના કરનારને હું નમસ્કાર કરૂં છું. ૧

तमतिमिरपडलविद्धं,–सणस्स सुरगणनरिंदमहि-
अस्स,सीमाधरस्स वंदे, पफ्फोडिअ–मोहजालस्स ॥२॥

અર્થ—અજ્ઞાનરૂપી અંધકારના સમૂહનો નાશ કરનાર તથા દેવતાના સમૂહ અને મનુષ્યના ઇંદ્રોથી પૂજીત વળી (આત્માને) મર્યાદામાં રાખનાર અને મોહરૂપી જાળને ત્રોડી નાંખનાર એવા ( સિદ્ધાંતને ) હું વાંદું છું. ૨

वसंततिलका.

जाईजरामरणसोगपणासणस्स,
कल्लाणपुक्खलविसालसुहावहस्स ॥
को देवदाणवनरिंदगणच्चिअस्स,
धम्मस्स सार मुवलप्भ करे पमायं ॥ ३ ॥

અર્થ—જન્મ, જરા, મૃત્યુ અને શોકનો અતિશયે કરીને નાશ કરનાર, કલ્યાણ અને સંપૂર્ણ વિશાળ એવા મોક્ષના સુખને આપનાર, દેવ દાનવ અને મનુષ્યના ઇંદ્રોના સમૂહથી પૂજીત, એવા શ્રુતધર્મનો સાર પામીને કોણ પ્રમાદ કરે. ૩

सार्दूलविक्रीडितवृत्तम्

सिद्धेभो पयओ णमो जिणमए, नंदी सया संजमे,
देवनाग-सुवन्नकिन्नरगण,-स्सप्भूय-भावच्चिए ॥
लोगो जथ्थ पइट्ठिओ जगमिणं, तेलुक्क मच्चासुरं,
धम्मो वड्ढउ सासओ विजयओ धम्मुत्तरं वड्ढउ ॥४॥
सुअस्सभगवओ॥करेमि काउस्सग्गं वंदणवत्तिआए॥

અર્થ—હે જ્ઞાનવતલોકો! (સર્વંનય પ્રમાણુથી) સિદ્ધ એવા જિનમત ( સિદ્ધાત ) ને હુ આદરસહિત નમસ્કાર કરૂ છુ તે જીનમતના પ્રસાદથી મને ચારિત્ર ધર્મને વિષે નિરતર વૃદ્ધિ થાઓ તે ચારિત્રધર્મ, વૈમાનિક દેવો, ભવનપતિ દેવો, જ્યોતિષી દેવો અને વ્યતર દેવોના સમૂહુથી સત્ય ભાવે કરીને પૂજાએલો છે વળી જે જિનમતને વિષે ત્રણુકાળનુ જ્ઞાન તથા ત્રણલોક સબધી અર્થાત મનુષ્ય, ભવનપતિ પ્રમુખ સર્વ દેવતા અને ઉપલક્ષણુથી તિર્યંચ અને નારકી એ સર્વ લોકનુ જ્ઞાન જેમા પ્રતિષ્ઠયુ છે, એવો સિદ્ધાતરૂપ શ્રુતધર્મ વૃદ્ધિ પામો! તે શ્રુતધર્મ શાશ્વતો તથા વિજયવત છે તે શ્રુતધર્મ ચારિત્રધર્મનુ પ્રધાનપણુ થાય તેમ વૃદ્ધિ પામો ૪ હે ભગવત! તે શ્રુતધર્મને આરાધવા હુ કાઉસ્સગ્ગ કરૂ છું

પદ (૧૬) સપદા (૧૬) ગાથા (૪) ગુરૂ (૩૪) લઘુ (૧૮૨)

સર્વવર્ણ ( ૨૧૬ )

ઇતિ શ્રુતસ્તવ સૂત્ર.

# अथ सिद्धाणंबुद्धाणं वा सिद्धस्तव सूत्र ॥

सिद्धाणं बुद्धाणं, पारगयाणं परंपरगयाणं ॥ लोअग्गमुवगयाणं, नमो सया सव्वसिद्धाणं ॥ १ ॥

અર્થ—સિદ્ધને, બુદ્ધને, સંસાર સમુદ્રના પાર પામેલાને, ગુણ સ્થાનકના ક્રમે ચડી મોક્ષે પહોંચેલાને, લોકના અગ્રભાગને પામેલાને એવા સર્વ સિદ્ધોને હું નિરંતર નમસ્કાર કરૂં છું. ૧

जो देवाणविदेवो, जंदेवा पंजली नमंसंति ॥ तं देवदेवमहिअं, सिरसा वंदे महावीरं ॥ २ ॥

અર્થ—જે દેવોના પણ દેવ છે, જેને દેવતાઓ હાથ જોડીને નમસ્કાર કરે છે, વળી દેવોના દેવ ( ઇંદ્ર ) થી જે પૂજાયેલા છે તે મહાવીર સ્વામીને મસ્તકે કરીને હું વાંદું છુ. ૨

इक्कोविनमुक्कारो, जिणवरवसहस्स वद्धमाणस्स ॥ संसारसागराओ, तारेइ नरं व नारिं वा ॥ ३ ॥

અર્થ—એકપણ નમસ્કાર, જિનવરમાં વૃષભ સમાન એવા વર્દ્ધમાન સ્વામીને ( કરવામાં આવ્યો હોય તે ) સંસાર સમુદ્રથી પુરૂષ, વળી સ્ત્રી વા કૃત્રિમ નપુંસકને પણ તારે. ૩

उज्जिंतसेलसिहरे, दिक्खानाणं निसीहिआ जस्स ॥

तंधम्मचक्कवट्टिं, अरिट्ठनेमिं नमसामि ॥ ४ ॥

અર્થ—ગિરનાર પર્વતના શિખર ઉપર જેના દિક્ષા, જ્ઞાન અને મોક્ષ કલ્યાણક થયા છે, તે ધર્મ ચક્રવર્ત્તી શ્રી અરિષ્ટનેમિને હું નમસ્કાર કરૂં છું ૪

चत्तारि अट्ठ दस दोअ,वंदिआ जिणवरा चउव्वीस ॥ परमट्ठ निट्ठिअट्ठा, सिद्धा सिद्धिं मम दिसंतु ५

અર્થ—ચાર, આઠ, દશ અને બે એવા ચોવીશ જિનવરો જે ( ઇંદ્રાદિથી ) વંદાયેલા છે, વળી પરમાર્થથી જેઓ કૃતકૃત્ય થયા છે, જેઓ સિદ્ધ થયા છે, તે મને મોક્ષ આપો ૫ પદ (૨૦) સંપદા (૨૦) ગાથા ( ૫),ગુરૂ (૨૫) લઘુ (૧૫૧) સર્વ વર્ણ (૧૭૬)

ઇતિ સિદ્ધસ્તવ સૂત્ર.

---

## ॥ अथ वेआवच्चगराण सूत्र ॥

वेआवच्चगराणं, संतिगराणं, सम्मद्दिट्ठि, समाहिगराण ॥ (इति) करेमिकाउस्सग्ग अन्नथ्थ ॥

અર્થ—શ્રી જિનશાસનની વયાવચ્ચના કરનાર, શાંતિના કરનાર અને સમ્યગ્દ્રષ્ટિ જીવોને સમાધિના કરનાર દેવોને આશ્રીને, હું કાઉસ્સગ્ગ કરૂં છું, ઇતિ

## ॥ अथ सुगुरुवांदणा सूत्र.

इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए नि-
सीहिआए ॥ १ ॥

અર્થ—હે ક્ષમા શ્રમણ! શક્તિએ સહિત (જીવ હિંસાદિક નિવૃત્તિરૂપ પ્રયોજનવાળા) મારા શરીર વડે આપને વાંદવાને ઇચ્છું છું.

अणुजाणह, मे मिउग्गहं ॥ २ ॥

અર્થ—મિતઅવગ્રહ (સાડાત્રણ હાથ પ્રમાણ ક્ષેત્ર) માંએ પ્રવેશ કરવાની મને રજા આપો, (ગુરૂ કહે અણુજાણામિ) હું આજ્ઞા આપું છું.

निसीहि, अहो, कायं, कायसंफासं, खमणिज्जो, मे, किलामो, अप्पकिलंताणं बहुसुभेण, मे, दिवसो वइक्कंतो ॥ ३ ॥

અર્થ—પછી શિષ્ય-માત્ર ગુરૂ વંદન શિવાય અન્ય ક્રિયારૂપ વ્યાપાર નિષેધ્યો છે જેણે એવો છતો અવગ્રહમાં પેસીને, બેસી સાધુ ડાબા ઢીંચણ ઉપર અને શ્રાવક ચરવળા ઉપર મુહપત્તિ મુકી બે હાથ લલાટે લગાડી, ગુરૂના ચરણોને સ્પર્શવાને આ પ્રમાણે કહે,

અહો, કાયં, કાય સંફાસં

અર્થ—અધ કાય અર્થાત આપના પગોને મારા હાથ અને લલાટે કરી રૂડી રીતે સ્પર્શ કરવાને મને આજ્ઞા આપો ગુરૂની આજ્ઞાને પામીને ગુરૂના ચરણ પ્રત્યે પોતાના હાથ તથા મસ્તકે કરી સ્પર્શે. પછી ઉભો થઈ મસ્તકે બે હાથ લગાડી, ગુરૂની સન્મુખ દ્રષ્ટિ રાખી

" ખમણિજ્જો ભે " ઇત્યાદિ પદો કહે

અર્થ—હે ભગવન્ત કાંઇ ખેદ ઉપજાવ્યો હોય તે ખમજો અલ્પ ગ્લાનિવાળા એવા આપને ઘણા સમાધિભાવે કરીને ( આપનો ) દિવસ વીત્યો?

ગુરૂ કહે " તહત્તિ " તેમજ વ્યતીત થયો છે

પછી શિષ્ય કહે

## जत्ता, मे ॥ ४ ॥

અર્થ—હે કરૂણા સમુદ્ર! આપને તપ, નિયમ, સંયમ, સ્વાધ્યાય રૂપ યાત્રા અબાધાપણે વર્તે છે?

ગુરૂ કહે " તુમ્ભંપિવટ્ટએ ' તમને પણ વર્તે છે ?

પછી શિષ્ય કહે

## जरणिज्ज, च, मे ॥ ५ ॥

અર્થ—ઇન્દ્રિય અને નો ઇન્દ્રિયથી પીડા રહીત પાનતુ એવું આપનું શરીર છે?

ગુરૂ કહે " એવં " એમજ છે

## खामेमि, खमासमणो, देवसियं वइक्कमं ॥ ६ ॥

અર્થ—હે ક્ષમાશ્રમણ! દિવસ સંબંધી મારા અપરાધ પ્રત્યે હું ખામું છું.

## आवसिआए, पडिक्कमामि, खमासमणाणं, देवसिआए, आसायणाए,

અર્થ—અવશ્ય કર્ત્તવ્ય જે ચરણ સિત્તરી અને કરણ સિત્તરી આદિ સેવતાં પાલતાં જે અતિચાર લાગ્યા હોય તે થકી હું નિવર્ત્તું છું. (વળી) ક્ષમાશ્રમણ સંબંધી દિવસને વિષે થઇ એવી આશાતનાએ કરીને,

કેવી આશાતનાએ કરીને?

## तित्तीसन्नयराए, जंकिंचि, मिच्छाए मणदुक्कडाए, वयदुक्कडाए, कायदुक्कडाए.

અર્થ—તેત્રીશ આશાતના મધ્યેથી જે કાંઇ મિથ્યા ભાવ રૂપ આશાતના થઈ હોય તેણે કરીને, મન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને, વચન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને, શરીર સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને,

## कोहाए माणाए, मायाए, लोभाए,

અર્થ—ક્રોધરૂપ, માનરૂપ માયારૂપ, અને લોભરૂપ આશાતનાએ કરીને.

## सव्वकालिआए, सव्वमिच्छोवयाराए सव्व

धम्माइक्कमणाए आसायणाए,

અર્થ—સર્વ કાળ સબંધી, સર્વ મિથ્યા ઉપચાર અર્થાત્ કુડકપટરૂપ આશાતનાએ કરીને તેમજ આઠ પ્રવચન માતારૂપ સર્વ ધર્મ કરણીને અતિક્રમવા રૂપ આશાતનાએ કરીને,

जो, मे, अइआरो, कओ, तस्स, खमासमणो, पडिक्कमामि निंदामि, गरिहामि, अप्पाण, वोसिरामि ७

અર્થ—જે મારા જીવે અતિચાર કર્યા હોય તે સબંધી હે ક્ષમા શ્રમણ! આપની સમીપે હુ પડિક્કમુ છુ, ગુરૂની સાક્ષીએ વિશેષ નિંદુ છુ, અને પાપિષ્ઠ આત્માને વોસરાવુ છુ અર્થાત્ છોડાવુ છુ બીજી વારના વાંદણાએ " આવસ્સિઆએ " પદ ન કહેવુ

પદ ( ૫૮ ) ગુરૂ ( ૨૫ ) લઘુ ( ૨૦૧ ) સર્વ વર્ણ ( ૨૨૬ )

ઇતિ સુગુરૂવાંદણા સૂત્ર

## ॥ अथ अतिचारनी आठ गाथा सूत्र ॥

नाणंमि दंसणमिअ, चरणमि तवंमि तहय वीरियमि॥आयरण आयारो, इअ एसो पचहा भणिओ १

અર્થ—જ્ઞાનને વિષે, દર્શનને વિષે, ચારિત્રને વિષે, તપને વિષે તેમજ વીર્યને વિષે જે આચરણ તે આચાર કહે-

વાય. એ પાંચ આચાર આ પ્રમાણેજ કહ્યા છે. ૧

**काले विणए बहुमाणे, उवहाणे तह अनिन्ह-वणे॥ वंजण अथ्थ तदुभए, अठविहो नाणमायारो२**

**અર્થ**—જે કાળે જે ભણવાની આજ્ઞા હોય તે કાળે તે ભણવું તે કાળ આચાર; જ્ઞાનીના વિનય, વંદન પ્રમુખ સાચવવા તે વિનય, જ્ઞાની ઉપર અંતરંગ પ્રેમ તે બહુમાન; સૂત્રો ભણવા તપ વિશેષ કરવો તે ઉપધાન; તેમજ ભણાવનાર ગુરૂને ન ઓલવવો તે અનિહ્નવણ, સૂત્ર અક્ષરનો શુદ્ધ ઉચ્ચાર કરવો તે વ્યંજન સાચો અર્થ કરવો તે સૂત્ર અર્થ, તથા બંને શુદ્ધ ભણવા તે તદુભય, એ આઠ પ્રકારે જ્ઞાનાચાર કહ્યા છે. ૨

**निस्संकिअ निक्कंखिअ, निव्वितिगिच्छा अमूढ-दिट्ठीअ ॥ उववूह थिरीकरणे, वच्छलप्पभावणे अट्ट ३**

**અર્થ**—વીતરાગના વચનમાં શંકા ન કરવી તે નિઃશંક; જિનમતવિના અન્યમતની ઇચ્છા ન કરવી તે નિઃકાંક્ષિત; સાધુ સાધ્વીના મલિન વસ્ત્ર, ગાત્ર દેખી દુગંછા ન કરવી તે નિવિતિગિચ્છા—વા ધર્મના ફલમાં સંદેહ ન આણવો તે નિવિતિગિચ્છા; મિથ્યાત્વીના કષ્ટ, મંત્ર, ચમત્કાર દેખી તેનાથી વ્યામોહિત ન થવું તે અમૂઢદ્રષ્ટિ, સમકિતધારીના અલ્પ ગુણની પણ શુદ્ધમનથી પ્રશંસા કરવી તે ઉપબૃહંક; જિન ધર્મમાં જોડવા તથા તે પામેલાને સ્થિર કરવા તે સ્થિરીકરણ; સાધર્મી બંધુનું અનેક પ્રકારે હિતચિંતવન તે વાત્સલ્ય; અને અન્ય-

દર્શની પણ જૈનશાસનની અનુમોદના કરે તેવા કાર્ય કરવા તે પ્રભાવના, આ આઠ લક્ષણો દર્શનાચારના જાણવા ૩

**पणिहाण जोगजुत्तो, पंचहि समिईहि तिहि गुत्तीहि ॥ एस चरित्तायारो, अट्ठविहो होइ नायव्वो ४**

**અર્થ**—પ્રણિધાન યોગ અર્થાત્ એકાગ્ર-સાવધાન પણે કરી મન, વચન, કાયાના સર્વ યોગ, ચારિત્ર પાળવાને વિષે યુક્ત, એવો ચારિત્રાચાર તે પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ કરી આઠ પ્રકારનો છે એમ જાણવો ૪

**बारसविहमिवितवे, सब्भितर बाहिरे कुसलदिट्ठे ॥ अगिलाइ अणाजीवी, नायव्वो सो तवायारो ॥५॥**

**અર્થ**—બાર પ્રકારના તપને વિષે, તે તપાચાર નિશ્ચયથી જાણવો તે તપાચાર દુગછા ભાવ રહિત છે તથા હુ તપ કરૂ તો મારી આજીવિકા ચાલે એવા દોષ રહિત તે બાર પ્રકારનો તપ, છ અભ્યતર અને છ બાહ્ય એમ બાર પ્રકારથી, તીર્થ કરોએ ઉપદેશ્યો છે ૫

**अणसण मूणोअरिया, वित्ती सखेवण रसच्चाओ॥ कायकिलेसो सली, णयाय बज्झो तवो होइ ॥ ६ ॥**

**અર્થ**—ચારે પ્રકારના આહારનો અલ્પ વા બહુ કાલ સુધી ત્યાગ તે અનશન, વસ્ત્ર પાત્ર ઓછા રાખવા-વા-પાચ સાત કોળીઆ ઓછા જમવા તે ઉણોદરિ, દ્રવ્યાદિનો સક્ષેપ

તે વૃત્તિ સંક્ષેપ, વિગય પ્રમુખ રસનો થોડો વા અધિક ત્યાગ તે રસત્યાગ; કાયાને કષ્ટ પ્રમુખ આપવા, લોચ કરાવવા ઇત્યાદિ તે કાય કલેશ; વિષયાદિ ઉદીરવા નહીં તે સંલીનતા; એ છ પ્રકારે બાહ્ય તપ છે. ૬

पायच्छित्तं विणओ, वेयावच्चं तहेव सज्झाओ ॥
झाणं उस्सग्गोविअ, अप्भिंतरओ तवो होइ ॥ ७ ॥

અર્થ—લાગેલાં દોષનો ગુરૂ પાસે પ્રકાશ કરી તેના નિવારણાર્થે ગુરૂ જે આલોયણ આપે તે કરવું તે પ્રાયશ્ચિત, જ્ઞાન તથા જ્ઞાનીનો વિનય કરવો તે વિનય તપ; ગુરૂ પ્રમુખની આહારાદિકથી ભક્તિ કરવી તે વૈયાવચ્ચ; તેમજ વાંચના, પૃચ્છના પ્રમુખ પાંચ પ્રકારથી અભ્યાસ કરવો તે સ્વાધ્યાય; આર્ત્ત તથા રૌદ્ર ધ્યાન નિવારી, ધર્મ અને શુક્લધ્યાનમાં પ્રવર્તવું તે ધ્યાન; કર્મ ક્ષય અર્થે કાયાને વોસરાવવી તે કાયોત્સર્ગ. નિશ્ચયથી એ છ પ્રકારે અભ્યંતર તપ છે. ૭

अणिगूहिअबलवीरिओ, परिक्कमइ जो जहुत्त-
माऊत्तो ॥ जुंजइअ जहाथामं, नायव्वो वीरिआ-
यारो ॥ ८ ॥

અર્થ—પ્રગટ છે બળ વીર્ય જેનું, વળી જે જેમ શ્રી તીર્થંકર દેવે કહ્યું છે તેમજ પરાક્રમ કરે છે અર્થાત્ સર્વ પ્રકારથી ધર્મને વિષે ઉદ્યમ કરે છે. વળી સાવધાનપણે પોતાની શક્તિને અનુસારે ધર્મકાર્યને વિષે પ્રવર્તે તે વીર્યાચાર જાણવો.

ઇતિ.

## ॥ अथ देवसिअं आलोउं सूत्र ॥



इच्छाकारेण संदिसह भगवन् देवसिअं आ-
लोउ ॥ इच्छ आलोएमि.

અર્થ—હે ભગવાન્! આપની ઇચ્છા પૂર્વક આજ્ઞા આપો (તો) દિવસ સંબંધી (જે અતિચાર લાગ્યા હોય તે) પ્રકાશું ગુરૂ કહે "આલોએહ" પ્રમાણે શિષ્ય કહે, આપનું વચન અંગીકાર કરૂં છું અને પ્રકાશું છું

जो मे देवसिओ, अइआरो कओ काइओ
वाइओ माणसिओ,

અર્થ—જે મેં દિવસ સંબંધી અતિચાર કર્યા હોય-જેમ કે-કાયા સંબંધી, વચન સંબંધી, મન સંબંધી,

उस्सुत्तो उम्मग्गो अकप्पो अकरणीज्जो दुज्झा-
ओ दुव्विचिंतिओ अणायारो अणिच्छिअव्वो असमा-
वगपाउग्गो.

અર્થ—જિનાગમથી વિરૂદ્ધ બોલવાથી ઉન્માર્ગને સેવવાથી ઉત્પન્ન થયો જે અકલ્પ્ય અર્થાત્ ચરણ વ્યાપારથી રહિત ને અલ્પપણાથી ઉત્પન્ન થયો જે અકરણિય નહિ કરવા યોગ્ય તે કરવે કરીને

( ઉપરના અતિચાર કાયા અને વચન સંબંધીના કહ્યા.
હવે મન સંબંધી અતિચારનું સ્વરૂપ કહે છે. )

દુર્ધ્યાન ધ્યાવવાથી (અને તેથીજ) દુષ્ટચિંતવન કરવાવડે કરીને અનાચાર જેથી વ્રતાદિકનો સર્વથાભંગ થાય, તેથી જેકે ઇચ્છવા યોગ્ય નથી અને શ્રાવકને ઉચિત નથી તેવું અનુચિત કરવાથી થયેલા અતિચાર–

શાને વિષે લગાડ્યાં હોય તે કહેછે.

**नाणे दंसणे चरित्ताचरित्ते सुए सामाइए तिण्हं गुत्तीणं**

**અર્થ**—જ્ઞાનનેવિષે, દર્શનને વિષે, દેશવિરતિરૂપ શ્રાવક ધર્મને વિષે, શ્રુત સિદ્ધાંતને વિષે સામાયિકને વિષે ત્રણ ગુપ્તિને વિષે,

**चउण्हं कसायाणं पंचण्ह मणुव्वयाणं तिण्हं गुणव्वयाणं चउण्हं सिक्खावयाणं बारस विहस्स सावगधम्मस्स जंखंडिअं जं विराहिअं तस्स मिच्छामि दुक्कडं ॥**

**અર્થ**—ચાર કષાયે કરી, પાંચ અણુવ્રત મધ્યેથી, ત્રણ ગુણવ્રત મધ્યેથી અને ચાર શિક્ષાવ્રતમધ્યેથી ( અર્થાત્ ) બાર પ્રકારના વ્રત રૂપ જે શ્રાવક ધર્મ તે માંહેથી જે દેશ થકી ભાંગ્યું હોય તથા જે સર્વ થકી વિરાધ્યું હોય, તે મારૂં પાપ નિષ્ફલ

થાઓ ઇતિ દેવસિઅ આલોઉ સૂત્ર

ગુરૂ (૨૯) લઘુ (૧૩૮) સવવર્ણ (૧૬૭)



## ॥ अथ सात लाख सूत्र. ॥

सात लाख पृथिवीकाय, सात लाख अप्काय, सात लाख तेउकाय, सात लाख वाउकाय, दशलाख प्रत्येक वनस्पतिकाय, चौद लाख साधारण वनस्पतिकाय, बे लाख बेइंद्रिय, बेलाख तेइंद्रिय, बे लाख चौरिंद्रिय, चार लाख देवता, चार लाख नारकी, चारलाख तिर्यंच पंचेंद्रिय, चौद लाख मनुष्य, एवंकारे चोराशी लाख जीवायोनि मांहे, महारे जीवे जे कोइ जीव हण्यो होय, हणाव्यो होय, हणतां प्रत्ये अनुमोद्यो होय, ते सर्वे, मने, वचने, कायाये करी, तस्स मिच्छामि दुक्कड ॥ इति

અર્થ—સુગમ છે



## ॥ अथ अढार पापस्थानक सूत्र ॥

पहेले प्राणातिपात, बीजे मृषावाद, त्रीजे अदत्तादान, चोथे मैथुन, पांचमे परिग्रह, छट्ठे क्रोध, सातमे मान, आठमे माया, नवमे लोभ, दसमे राग, अगियारमे द्वेष, बारमे कलह, तेरमे अभ्याख्यान, चौदमे पैशुन्य, पंदरमे रति अरति, सोलमे परपरिवाद, सत्तरमे मायामृषावाद, अढारमे मिथ्यात्व शल्य, ए अढार पाप स्थानक मांहे, मह्यारे जीवे, जे कोइ पाप सेव्युं होय, सेवराव्युं होय, सेवतां प्रत्ये अनुमोद्युं होय, ते सर्वे मने, वचने, कायायेकरी, तस्स मिच्छा मिदुक्कडं ॥ इति

અર્થ—પરજીવના પ્રાણનો નાશ ચિંતવવો તે પ્રાણાતિપાત; અસત્ય બોલવાના પરિણામ તે મૃષાવાદ; પારકી વસ્તુ ધણીની સંમતિ વિના લઇ લેવાની વૃત્તિ તે અદત્તાદાન; વિષયભોગની વાંચ્છા રૂપ પરિણામ તે મૈથુન; નવપ્રકારે બાહ્ય અને ચૌદ પ્રકારે અભ્યંતર વસ્તુ આદિની વાંચ્છા તે પરિગ્રહ; પરની ઉપર તીવ્ર પરિણામે મુખાદિ અવયવને તપાવવા તે ક્રોધ, પ્રાપ્ત વા અપ્રાપ્ત વસ્તુનો અહંકાર તે માન; ગુપ્તપણે સ્વાર્થવૃત્તિ સિદ્ધ કરવાની વાંચ્છા તે માયા; ધનાદિ સંપત્તિને એકઠાં કરી સંગ્રહ

રાખવાની મનોવૃત્તિતે લોભ, પૌદ્ગલિક વસ્તુ ઉપર પ્રીતિ તે રાગ અણુગમતા જીવાદિ પદાર્થો ઉપર અરૂચિ તે દ્વેષ, પરની સાથે વિખવાદ કરવાની વૃત્તિતે કલહ, પરજીવને નહી દીઠેલુ, નહી સાભળેલુ આળ દેવુ તે અભ્યાખ્યાન, પર જીવના દોષની ચાડી ખાવી તે પૈશુન્ય, સુખ દુ ખ આવે હર્ષ, શોક કરવો તે રતિ અરતિ, ગુણીવા નિર્ગુણી જીવની નિદા કરવી તે પરપરિવાદ, કપટવૃત્તિથી અસત્ય બોલી છળ કરીને લોકોને ઠગવાના પરિણામ તે માયામૃષાવાદ, વ્યવહારથી કુદેવ કુગુરૂ અને કુધર્મ સેવવાની અભિલાષા અને નિશ્ચયથી આત્મસ્વરૂપના અનુભવને વિઘ્ન કર્ત્તા રુપ આત્માના પરિણામ તે મિથ્યાત્વ શલ્ય એ અઢાર પ્રકારે જીવને ચિત્તમા જે પાપરૂપ ભાવ ઉત્પન્ન થાય તે ભાવ પાપ અને તે ભાવની ચિકાશથી જીવને સત્તાયે કર્મના દળીયા લાગે તે દ્રવ્ય પાપ કહેવાય છે, ઇતિ અઢાર પાપ સ્થાનક સૂત્ર

## ॥ अथ देवसिअ पडिक्कमणे ठाउं सूत्र ॥

सव्वस्सवि, देवसिअ, दुचिंतिअ, दुप्भासिअ, दुच्चिट्ठिअ, तस्स मिच्छामि दुकडं ॥

અર્થ—સર્વેપણ દિવસ સબધી અતિચાર, દુષ્ટ ચિંતવન કરવા થકી, દુષ્ટ ભાષણ કરવા થકી, દુષ્ટ ચેષ્ટારૂપ પ્રવૃત્તિ કરવા થકી, લાગ્યા હોય, તે મારૂ પાપ મિથ્યા થાઓ



# ॥ अथ वंदिता सूत्र ॥

वंदित्तु सव्वसिद्धे, धम्मायरिए अ सव्वसाहूअ ॥
इच्छामिपडिक्कमिउं, सावग धम्माइआरस्स ॥ १ ॥

અર્થ—સર્વજ્ઞ એવા તીર્થંકર તથા સિદ્ધ ભગવંતને વળી ધર્મના આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુને વાંદીને, શ્રાવક ધર્મને વિષે લાગેલા અતિચાર થકી પ્રતિક્રમવાને હું ઇચ્છું છું ૧

जोमे वयाइआरो, नाणे तह दंसणे चरित्तेअ ॥
सुहुमोअ बायरो वा, तं निंदेतंच गरिहामि ॥ २ ॥

અર્થ—જ્ઞાનને વિષે તથા દર્શનને વિષે તથા ચારિત્રને વિષે અને ચ શબ્દથકી તપને વિષે તથા વીર્યને વિષે ( વળી ) જે અતિચાર મને વ્રતોને વિષે સૂક્ષ્મ વા બાદર લાગ્યા હોય, તેને નિંદું છું અને ગુરૂની સમક્ષ ગર્હું છું. ૨

दुविहे परिग्गहंमि, सावज्जे बहुविहे अ आरंभे
कारावणे अ करणे, पडिक्कमे देसिअं सव्वं ॥ ३ ॥

અર્થ—બે પ્રકારના પરિગ્રહ છે. ૧–સાવદ્ય– પાપવાળો અને ૨ બહુ પ્રકારના આરંભવાળો, તે બંનેને કરાવવાથી પોતે કરવા થકી અને બીજા કરનારાઓને અનુમોદવા થકી, જે અતિચાર લાગ્યા હોય તે દિવસ સંબંધી સર્વ અતિચાર પ્રત્યે પ્રતિક્રમું છું.૩

जं बद्ध मिंदिएहिं, चउहिं कसाएहिं अप्पसत्थे-
हिं ॥ रागेणव दोसेणव, तंनिंदे तंचगरिहामि ॥ ४ ॥

અથ—ઇંદ્રિયોવડે કરી તથા ચાર કષાયે કરી, અપ્રશસ્ત ભાવે કરી, રાગે કરી વા દ્વેષ વડે કરી જે અતિચારરૂપ અશુભકર્મ બાંધ્યુ હોય તેને આત્માની સાખે નિંદુ છુ અને ગુરૂની સાખે ગરહું છુ ૪

आगमणे निग्गमणे, ठाणे चंकमणे अणाभोगे ॥
अभिओगे अनिओगे, पडिक्कमे देसिअ सव्वं ॥५॥

અર્થ—ઉપયોગરહિતપણે ગતના વા ઘણા લોકના આગ્રહ થકી તથા પરાધીનતાના કારણથી ( મિથ્યાત્વીના મંદિરાદિકને વિષે ) જતા, આવતા, તેમના સ્થાનકે ઉભા રહેતા, ત્યાંજ આમ તેમ ફરતા, જે અતિચારરૂપ પાપકર્મ બાંધ્યું હોય, તે દિવસ સંબંધી સર્વને પડિક્કમુ છુ ૫

सङ्का कंख विगिच्छा, पसंस तह संथवो कुलिं-
गी सु ॥ सम्मत्तस्स इआरे, पडिक्कमे देसिअ सव्वं ६

અર્થ—જીન વચનમાં શંકા, અન્યમતીની વાંછા, ધર્મના ફળનો સંદેહ, વા સાધુ સાધ્વીના મલિન ગાત્ર તથા વસ્ત્ર દેખી દુગંછા કરી, મિથ્યાત્વીની પ્રશંસા તથા તેમનો પરિચય, એ સમ્યકત્વના અતિચાર સંબંધી દિવસમાંથી જે પાપ બાંધ્યુ હોય તે સર્વને પડિક્કમુ છુ ૬

छक्काय समारंभे, पयणे अ पयावणे अ जे दोसा॥
अत्तट्ठा य परट्ठा, उभयट्ठा चेव तं निंदे ॥ ७ ॥

અર્થ—પોતાને અર્થે તથા પરને અર્થે વળી પોતાને તથા પરને એ બન્નેને અર્થે (અશનાદિ આહારને) પોતે રાંધતાં, બીજા રાંધતા હોય તેને અનુમોદન દેતાં, છકાયના સમારંભને વિષે પ્રવર્તવા થકી જે ( કર્મબંધરૂપ ) દોષ લાગ્યો હોય તેને હું નિંદું છું. ૭

पंचन्ह मणुव्वयाणं, गुणव्वयाणं च तिन्हमइयारे॥
सिक्खाणं च चउन्हं, पडिक्कमे देसिअंसव्वं ॥ ८ ॥

અર્થ—પાંચ અણુવ્રતને વિષે, ત્રણ ગુણવ્રતને વિષે, ચાર શિક્ષા વ્રતને વિષે, અને તપ સંલેષણાદિને વિષે જે અતિચાર લાગ્યા હોય તે દિવસસંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું ૯.

पढमे अणुव्वयंमि, थूलग पाणाइवाय विरईओ॥
आयरिअ मप्पसथ्थे, इथ्थ पमायप्पसंगेणं ॥ ९ ॥

અર્થ—અહીંયા, પેહેલા અણુવ્રતને વિષે, પ્રમાદના પ્રસંગથકી અપ્રશસ્ત ભાવ વર્તતાં થકાં, સ્થૂલ પ્રાણાતિપાતની નિવૃત્તિનું ઉલ્લંઘન કરીને જે આચરણ સેવ્યા હોય તે જેમ કે ૯

वहबंध छविच्छेए अइभारे भत्तपाण वुच्छेए ॥
पढम वयस्स इआरे, पडिक्कमे देसिअं सव्वं ॥ १० ॥

અર્થ—(દ્વિપદાદિ જીવને) મારવો, દોરડાવડે બાંધવો તેના અવયવને છેદવા, તેના ઉપર ઘણો ભાર ભરવો, તેને ભાતપાણી, ચારાનો અંતરાય કરવો, આ પેહેલા વ્રતના અતિચાર મધ્યે જે અતિચાર દિવસસંબંધી લાગ્યા હોય તે સર્વને હું પડિક્કમું છું ૧૦

वीए अणुव्वयंमि, परिथूलग अलिअवयणविरईओ ॥ आयरिअमप्पसथ्थे इथ्थपमायप्पसगेणं॥११॥

અર્થ—અહીંયા, બીજા અણુવ્રતને વિષે, પ્રમાદના પ્રસંગ વડી અપ્રશસ્ત ભાવ વર્તતા થકા, અતિશયે કરીને મોટા જૂઠાની વિરતિનું ઉલ્લંઘન કરીને જે આચરણ કરેલું હોય તે જેમકે—૧૧

सहसा रहस्स दारे, मोसुवएसेअ कूडलेहेअ ॥ बीअ वयस्स इआरे, पडिक्कमे देसिअं सव्वं ॥ १२ ॥

અર્થ—અણુવિચારે કોઇના ઉપર આળ મુકતા, એકાંતે દાની વાત કરનાર ઉપર રાજ્ય વિરુદ્ધ ગુન્હો મુકતા, સ્ત્રીએ કહેવી વાત પ્રગટ કરતા, ખોટો ઉપદેશ આપતા અને જુઠા દસ્તાવેજ કરતા, બીજા વ્રતને વિષે જે કોઇ અતિચાર લાગ્યો હોય તે દિવસ સંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું ૧૨

तइए अणुव्वयमि, थूलग परदव्वहरण विरईओ॥ आयरिअ मप्पसथ्थे इथ्थ पमायप्पसंगेण ॥ १३ ॥

અર્થ—અહીંયા, ત્રીજા અણુવ્રતને વિષે પ્રમાદના પ્રસંગ થકી, અપ્રશસ્ત ભાવ વર્તતાં થકાં, બાદરપણે પરદ્રવ્યના હરણની વિરતિનું ઉલ્લંઘન કરીને જે આચરણ સેવ્યું હોય તે જેમકે-૧૩

**तेना हडप्पओगे, तप्पडिरूवे विरुद्धगमणेअ ॥**
**कूडतुल कूडमाणे, पडिक्कमे देसिअं सव्वं ॥ १४ ॥**

અર્થ—ચોરની આણેલી વસ્તુ અર્થાત્ ચોરીનો માલ લેવો, ચોરને સહાય આપવી, ખોટી વસ્તુ ખરી જેવી કરી વેચવી, દાણચોરી પ્રમુખ રાજ્યવિરૂદ્ધ આચરવા, ખોટા તોલ રાખવા, ખોટા માપ રાખવા; તેથી જે પાપ લાગ્યું હોય તે દીવસ સંબંધી સર્વને હું પડિક્કમું છું-૧૪

**चउत्थे अणुव्वयंमि, निच्चं परदारगमण विरई-**
**ओ ॥ आयरिअमप्पसत्थे, इत्थ पमायप्पसंगेणं ।१५।**

અર્થ—અહીંયા ચોથા અણુવ્રતને વિષે, પ્રમાદના પ્રસંગ થકી, અપ્રશસ્ત ભાવ વર્તતાં થકાં, નિરંતર પરદારા સાથે ગમન કરવાની વિરતિનું ઉલ્લંઘન કરીને જે આચરણ સેવ્યું હોય તે જેમકે—૧૫

**अपरिग्गहिआ इत्तर, अणंग वीवाह तिव्वअ-**
**णुरागे॥चउत्थ वयस्स इआरे, पडिक्कमे देसिअं सव्वं१६**

અર્થ—અપરિગ્રહીત અર્થાત્ કુંવારી કન્યા અથવા વિધવાની સાથે મૈથુન કરવું, બીજાએ રાખેલી વેશ્યાની સાથે મૈથુન કરવું, પરસ્ત્રીની સાથે અનંગ ક્રીડા કરવી, પોતાના પુત્ર પુત્રી શિવાય બીજાના વિવાહ કરવા, કામભોગને વિષે તીવ્ર અનુરાગ કરવો ( આ પાંચ ) ચોથા વ્રતના અતિચાર મધ્યેથી જે કોઇ અતિચાર દિવસ સબંધી મને લાગ્યો હોય તે સર્વને હું પડિક્કમું છું ૧૬

इत्तो अणुव्वए पंचमंमि, आयरिअमप्पसत्थंमि॥
परिमाण परिच्छेए, इत्थ पमायप्पसंगेणं ॥ १७ ॥

અર્થ—એ પછી, અહીંયા પાંચમા અણુવ્રતને વિષે પ્રમાદના પ્રસંગ થકી, અપ્રશસ્ત ભાવ વર્તતા થકા પરિગ્રહના પ્રમાણનો પરિચ્છેદ કરતા થકી જે આચરણ સેવ્યું હોય તે-જેમકે-૧૭

धणधन्न खित्तवत्थू, रुप्प सुवन्नेअ कुविअ परि-
माणे ॥ दुप्पए चउप्पयंमि, पडिक्कमे देसिअं सव्वं १८

અર્થ—ધન ધાન્ય, ખેતર, ઘરહાટ, રૂપું, સોનું અને રૂપા, સોના શિવાય બીજી ધાતુની વસ્તુઓને પરિમાણ ઉપરાંત રાખવાથી તથા દાસ, દાસી, વિગેરે બે પગવાળા ઘોડા વિગેરે ચાર પગવાળા પ્રાણીઓને પરિમાણ ઉપરાંત રાખવાથી લાગેલા, દિવસ સબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું ૧૮

गमणस्स उ परिमाणे, दिसासु उड्ढं अहेअ तिरिअंच ॥ वुड्ढिसइ अंतरद्धा, पढमंमि गुणव्वए निंदे ॥ १९ ॥

અર્થ—ઉર્દ્ધદિશિ, અધોદિશિ અને તિરછીદિશિમાં જવાના પરિમાણથી અધિક જતાં, એક દિશિમાં જવાનું ઘટાડી બીજી દિશિમાં તે પરિમાણ વધારતાં અને કરેલ પ્રમાણની વિસ્મૃતિ થવાથી. વધારે જતાં, પેહેલાં ગુણવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને આત્માની સાખે નિંદુ છું. ૧૯

मज्जंमिअ मंसंमिअ, पुप्फेअ फलेअ गंध मल्लेअ ॥ उवभोग परिभोगे, वीअंमि गुणव्वए निंदे ॥ २० ॥

અર્થ—મદિરા તથા માંસ અને બીજા પણ નહીં ખાવા યોગ્ય પદાર્થ તથા પુષ્પ, ફળ બરાસપ્રમુખ ગંધ અને પુષ્પની માળાને ભોગવવાથી, ઉપભોગ પરિભોગ નામના બીજા ગુણવ્રતને વિષે લાગેલા અતિચારને હું નિંદુ છું ॥ ૨૦ ॥

सच्चित्ते पडिवद्धे, अपोल दुप्पोलिअंच आहारे ॥ तुच्छोसहि भक्खणया, पडिक्कमे देसिअं सव्वं ॥ २१ ॥

અર્થ—સચિત્તનો ત્યાગ વા પરિમાણ છતાં પ્રમાદના

વશથી અધિક સચિત્ત વાપરવા, અચિત્ત સાથે જોડાયેલી વસ્તુ વાપરવી, નહીં પકાવેલા પદાર્થ વાપરવા, અર્ધપક્વ તથા અર્ધ કાચા પદાર્થ વાપરવા અને તુચ્છ પદાર્થ ભક્ષણ કરવા એ અચિત્તના ત્યાગના પાચ અતિચાર મધ્યેથી જે અતિચાર લાગ્યા હોય તે દિવસમબધી અંનેને હુ પડિક્કમુ છુ ૨૧

इंगाली वण साडी, भाडी फोडी सुवज्जए कम्मं ॥ वाणिज्जं चेवयद,–त लख्ख रस केस विस विसयं ॥ २२ ॥

અર્થ—કુભાર અને ભાડભુજા વિગેરેના અગ્નિસબધી કર્મ તે અગારકર્મ, પુષ્પ, ફળ, વનસ્પતિ, અનાજ વિગેરે ઉગાડવા તથા છેદવા તે વનકર્મ, ગાડા, એક્ક વિગેરે વેચવા, વેચાવવા તે શકટકર્મ, ઘોડા ઉટ, બળદ વિગેરે ભાડે આપવા તે ભાટિક કર્મ, કુવા વાવ વિગેરે ખોદવા ખોદાવવા તે સ્ફોટિક કર્મ આ પાચ કર્મ શ્રાવકે અવશ્યપણે વર્જવા વળી નિશ્ચયે પાચ કુવાણિજ્ય તેમા હાથી દાત મુક્તાફળ વિગેરે જ્યા નિપજતા હોય તે સ્થાનકે જઇ ખરીદી કરવા તે દતકુવાણિજ્ય, લાખ, ટકુઓ, હરતાલ વિગેરેનો વ્યાપાર તે લાખ કુવાણિજ્ય, ઘી, તેલ, ગોળ, વિગેરેનો વ્યાપાર તે રસ કુવાણિજ્ય, મોર, પોપટ અને મનુષ્ય તથા પશુનો વ્યાપાર તે કેશ કુવાણિજ્ય, અફીણ, સોમલ વિગેરે તથા શસ્ત્રાદિનો વ્યાપાર તે વિષવિષય કુવાણિજ્ય, એ પાચ કુવાણિજ્યને શ્રાવકે વર્જવા ૨૨

एवं खु जंतपिल्लण, कम्मं निल्लंछणं च दवदाणं॥
सर दह तलाय सोसं, असईपोसं च वज्जिज्जा ॥२३॥

અર્થ—એ પ્રમાણે નિશ્ચયથી ઘંટી ચરખા પ્રમુખ યંત્રમાં શેરડી તલ વિગેરે પીલાવવાં; નાક કાન વીંધવા વીંધાવવા; અગ્નિદાહ દેવો; સરોવર, દ્રહ અને તળાવ વિગેરેને સુકાવી નાંખવા; હિંસક જીવો તથા વ્યભિચારી સ્ત્રી વિગેરેનું પોષણ કરવું; આ પાંચ સામાન્ય કર્મને શ્રાવકે વર્જવા. ૨૩

सथ्थग्गि मुसल जंतग, तण कट्ठ मंतमूल भेसज्जे ॥ दिन्ने दवाविएवा, पडिक्कमे देसिअं सव्वं ।२४॥

અર્થ—શસ્ત્ર, અગ્નિ, મુશલ, યંત્ર, તૃણ, કાષ્ટ, સર્પ વિગેરેને ખીલવવાના મંત્ર, નાગદમણી પ્રમુખ જડીબુટ્ટી, અને ગોળી ચુરણ વિગેરે ઉપદ્રવકારી વસ્તુઓ બીજાને આપવાથકી, બીજાનીપાસે અપાવવાથકી અને આપનારને અનુમોદવાથકી જે અતિચાર લાગ્યા હોય તે દીવસસંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું. ૨૪

न्हाणु वट्टण वन्नग, विलेवणे सद्द रूव रसगंधे॥
वथ्थासण आभरणे पडिक्कमे देसिअं सव्वं ॥ २५ ॥

અર્થ—અણગળ પાણી વિગેરેથી ન્હાવું, પીઠી વિગેરે ચોળી શરીરનો મેલ ઉતારવો, અબીર ગુલાલ અલતાદિક, તથા કેશર ચંદનાદિનું વિલેપન કરવું; શબ્દ, રૂપ, રસ, ગંધ, વસ્ત્ર,

આસન, આભરણ ઇત્યાદિ અનેક ઉપભોગ સબંધી જે અતિચાર લાગ્યા હોય તે દિવસસબંધી સર્વઅતિચારને હુ પડિક્કમુ છુ ૨૫

कदप्पेकुक्कुइए, मोहरि अहिगरण भोग अइरित्ते॥
दंडंमि अणट्टाए, तइअमि गुणव्वए निंदे ॥ २६ ॥

અર્થ—કામભોગની કથા કરવી, લોકોને હાસી આવે એવી ચેષ્ટા કરવી, વાચાળપણે અઘટિત વચન બોલવા, શસ્ત્ર વિગેરે સજ્જ કરવા, ઉપભોગ પરિભોગની વસ્તુ ખપ કરતા વિશેષ રાખવી, અનર્થ દંડ વિરમણ નામના ત્રીજા ગુણવ્રતને વિષે પૂર્વોક્ત જે અતિચાર લાગ્યા હોય તેને હુ નિંદુ છુ ૨૬

तिविहे दुप्पणिहाणे, अणवट्ठाणे तहा सइ विहूणे
॥ सामाइअ वितह कए, पढमे सिक्खावए निंदे २७

અર્થ—મન, વચન, કાયા એમ ત્રણ પ્રકારના દુષ્પ્રણિધાન અર્થાત્ દુષ્ટ વ્યાપારના ત્રણ અતિચાર, અવિનયપણે બે ઘડી કરતા ઓછા વખતે સામાયિક પારવુ, પ્રમાદથી સામાયિક લીધુ છે કે નહી તે યાદ ન રહેવુ, એવી રીતે સામાયિક વિતથપણે અર્થાત્ ખોટી રીતે કરતા, પ્રથમ શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હુ નિંદુ છુ ૨૭

आणवणे पेसवणे, सद्दे रूवे अ पुग्गलक्खेवे॥
देसावगासिअंमि, वीए सिक्खावए निंदे ॥ २८ ॥

અર્થ—નિયમિત ભૂમિમાં બહારથી કાંઈ ચીજ મંગાવવી, પરિમાણ ઉપરાંત ભૂમિને વિષે પોતાના કાર્ય માટે બીજાને મોકલવા, પરિમાણ ઉપરાંત ભૂમિએ રહેલાને ખોંખારાદિથી જણાવવું, તેને રૂપ દેખાડવું, તેવે સ્થળે કાંઇક પદાર્થ નાંખી પોતાપણું જણાવવું; આ પાંચ અતિચાર માંહેથી દેશાવગાશિક નામના બીજા શિક્ષા વ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદું છું. ૨૮

**संथारुच्चारविही, पमाय तह चेव भोअणाभोए ॥ पोसहविहि विवरीए, तइए सिरकावए निंदे ॥ २९ ॥**

અર્થ—સંથારા સંબધી બે પ્રકારના અર્થાત્ સંથારાને નપડિલેહે તથા પડિલેહે તો કાંઇક કરે અને કાંઇક ન કરે અને લઘુનીતિ તથા વડીનીતિ સંબંધી બે પ્રકારના અર્થાત્ લઘુનીતિ અને વડીનીતિને પરઠવવાની ભૂમિને ન પડિલેહવી અને પડિલેહતો કાંઇક કરે અને કાંઇક ન કરે, એમ ચાર, તથા ભોજન સંબંધી ચિંતા કરવી; એ રીતે પોસહનો વિધિ વિપરીત કરવાથી ત્રીજા શિક્ષા વ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદું છું. ૨૯

**सच्चित्ते निरिक्खणे, पिहिणे ववएस मच्छरे चेव ॥ कालाइक्कम दाणे, चउथ्थे सिरकावए निंदे ॥३०॥**

અર્થ—સાધુને દેવાયોગ્ય ભોજન ઉપર સચિત્તવસ્તુ મુકવી, દેવાયોગ્ય વસ્તુને સચિત્ત પદાર્થ વડે ઢાકવી, નહીં દેવાની બુદ્ધિએ પોતાની વસ્તુને પારકી કહેવી, અને દેવાની બુદ્ધિએ પરની વસ્તુને પોતાની કહેવી, ક્રોધ, અભિમાન, ઇર્ષ્યા કરતા દાન દેવુ, ગોચરીનો કાળ વીતી જતા મુનિને આમત્રણ કરવુ, ચોથા શિક્ષા વ્રતને વિષે પૂર્વોક્ત અતિચાર મધ્યેથી જે અતિચાર લાગ્યા હોય તેને હુ નિદુ છુ ૩૦

सुहिएसु अ दुहिएसुअ, जामे असजएसु अणुकंपा॥ रागेण व दोसेण व, तं निंदे त च गरिहामि॥३१॥

અર્થ—જ્ઞાનાદિને વિષે હિત છે જેનુ એવા સુવિહિતને વિષે, તથા વ્યાધિથી પીડાયેલા એવા દુ ખીને વિષે, તથા અસયતી, પાસથ્થાદિકને વિષે, રાગથી વા દ્વેષથી ગને જે અનુકપા થઇ હોય તેને, હુ નિદુ છુ અને ગુરૂની સાખે ગર્હુ છુ ૩૧

साहूसु सविभागो न कओ तव चरण करण जुत्तेसु॥ संते फासुअ दाणे, तं निंदे त च गरिहामि॥३२॥

અર્થ—તપ તથા ચરણસિત્તરી અને કરણસિત્તરી એ સહિત એવા સાધુઓને વિષે, નિર્દોષ અશનાદિક હોવા છતા મારે છુટે સવિભાગ ન કીધો હોય તેથી જે અતિચાર લાગ્યા હોય તેને હુ નિદુ છુ અને ગુરૂની સાખે ગર્હુ છુ ૩૨

**इहलोए परलोए, जीविअ मरणेअ आसंस पओगे ॥ पंचविहो अइआरो, मा मज्ज हुज्ज मरणंते ३३**

અર્થ—ધર્મના પ્રભાવથી આ લોકને વિષે સુખની વાંચ્છા; તથા પરલોકમાં દેવેંદ્રાદિના સુખની વાંચ્છા; અનશનને લીધે સન્માન દેખી જીવવાની વાંચ્છા, તથા દુઃખ આવે મરવાની વાંચ્છા; અને ચ શબ્દ થકી, કામ ભોગને વિષે તીવ્ર વાંચ્છા; સંલેષણા સંબંધી આ પાંચ પ્રકારના અતિચાર મને મરણાંત સુધી ન હોજો. ૩૩

**काएण काइअस्स, पडिक्कमे वाइअस्स वायाए॥ मणसा माणसिअस्स, सव्वस्स वयाइआरस्स ॥३४॥**

અર્થ—કાયાથી વધાદિક કરાએલા અતિચારને કાયોત્સર્ગાદિ જે કાયાના શુભવ્યાપાર તેણે કરી; આળ પ્રમુખ દેવાના વચનના અતિચારને જિન સ્તવનાદિ શુભવચનના વ્યાપારે કરીને; અને દેવત્વાદિ વિષે શંકા પ્રમુખ મનના અતિચારને અનિત્યાદિ ભાવનાના શુભ ચિંતવને કરીને; એમ સર્વ વ્રતના અતિચારને હું પડિક્કમું છું. ૩૪

**वंदणवय सिरका गा,—रवेसु सन्ना कसाय दंडेसु गुत्तीसु अ समिईसु अ, जो अइआरो अ तं निंदे ॥ ३५ ॥**

અર્થ—બે પ્રકારના વંદન, બાર પ્રકારના વ્રત, બે પ્ર-

કાગની શિક્ષા, ત્રણ ગારવ, ચાર મજ્ઞા, ચાર કષાય, ત્રણ દંડ, ત્રણ ગુપ્તિ, પાચ મમિતિ અને ચ શબ્દથી શ્રાવકની અગિયાર પડિમા તેને વિષે જે અતિચાર લાગ્યો હોય તેને હું નિંદુ છું ૩૫

सम्मद्दिट्ठी जीवो, जइवि हु पावं समायरे किंचि ॥ अप्पो सि होइ बंधो, जेण न निद्धं धसं कुणइ ॥ ३६ ॥

અર્થ—સમ્યગ્દૃષ્ટિ જીવ જો કે થોડુ પણ પાપ કરે, તો પણ તેને અલ્પ બધ હોય, કારણ કે તે નિર્દયપણે, હિંસાદિ વ્યાપાર કરતો નથી ૩૬

तंपिहु सपडिक्कमणं, सप्परिआवं सउत्तरगुणं च ॥ खिप्पं उवसामेई, वाहिव्व सुसिरिकिओ विज्जो

અર્થ—પ્રતિક્રમણ કરે કરી, વળી પશ્ચાતાપ કરવે કરી, તેમજ ગુરૂએ દીધેલા પ્રાયશ્ચિત્તને કરે કરી, જુના એરા ચાવક જેમ રૂડી રીતે શિખેલો વૈદ્ય વ્યાધિને ઉપશમાવે છે તેમ, નિશ્ચયથી તે અલ્પ કર્મના બધને શિઘ્રપણે ઉપશમાવે છે ૩૭

जहाविसं कुट्ठगयं, मंतमूलविसारया ॥ विज्जा-हणंति मंतेहिं, तोतं हवइ निव्विसं ॥ ३८ ॥

અર્થ—પૂર્વે લખેલ છે. ૪૫

चिरसंचियपावपणासणीइ, भवसयसहस्समहणी- ए ॥ चउवीस जिण विणिग्गय कहाइं, वोलंतु मे दिअहा ॥ ४६ ॥

અર્થ—! ચિરકાળથી એકઠાં કરેલા પાપને નાશ કરનારી શત સહસ્ર અર્થાત્ લક્ષ ભવને હણનારી એવી ચોવીશ તીર્થંકરોના મુખથી નિકળેલી કથા કરવે કરીને મારા દિવસો વ્યતીત થાઓ. ॥ ૪૬

मम मंगलमरिहंता, सिद्धा साहू सुअं च धम्मो- अ ॥ सम्मद्दिट्ठी देवा, दिंतु समाहिं च बोहिं च ।४७।

અર્થ—શ્રી અરિહંત, સિદ્ધ ભગવાન વળી સાધુ મહારાજા, શ્રુત ધર્મ તથા ચારિત્ર ધર્મ એ મારે મંગલ રૂપ છે. વળી સમ્યગ્ દૃષ્ટિ દેવતાઓ મને ધર્મને વિષે ચિત્તની સ્થિરતા તથા પરભવે જિનધર્મની પ્રાપ્તિ આપો. ૪૭

पडिसिद्धाणं करणे, किच्चाणमकरणे पडिक्कमणं ॥ असद्दहणे अ तहा, विवरीय परूवणाए अ ॥ ४८ ॥

અર્થ—નિષેધવા યોગ્ય (શંકા વધાદિ અશુભ કાર્યને) કરવે કરી તથા કરવા યોગ્ય (દેવ પૂજા સામાયિકાદિ શુભ કાર્યને) ન કરવે કરી વળી (નિગોદાદિ સૂક્ષ્મ વિચારને) અણસર્દહવે કરી અને જિનાગમથી વિરૂદ્ધ પ્રરૂપણા કરવે કરી જે પાપ લાગ્યું હોય તે દૂર કરવાને પ્રતિક્રમણ છે. ૪૮

खामेमि सव्वजीवे, सव्वे जीवा खमंतु मे ॥ मि-
त्तीमे सव्व भूएसु, वेर मज्ज न केणइ ॥ ४९ ॥

અર્થ—સર્વ જીવોને હુ ખમાવુ છુ સર્વે જીવો મારા અપરાધને ખમજો—માફ કરજો મારે સર્વ જીવોની સાથે મૈત્રી ભાવ છે કોઇ જીવની સાથે મારે વેરભાવ નથી ૪૯

एव महं आलोइअ,निंदिअ गरहिअ दुगंच्छिअं
सम्म तिविहेण पडिक्कतो,वदामि जिणे चउव्वीस ॥५०॥

અર્થ—આ પ્રમાણે સમ્યક્ પ્રકારે પાપ આલોચ્યુ, આત્મા સાખે નિંદા કરી, ગુરૂ સાખે ગર્હણા કરી અને દુગછા કરી અને ત્રિવિધે પડિક્કમતો થકો ચોવીશ જીનને હુ વાદુ છુ ૫૦

ઇતિ વદિતા સૂત્ર

---

## ॥ अथ अप्भुट्ठिओ ( गुरुखामणा ) सूत्र.

इच्छाकारेण संदिसह भगवन् अप्भुट्ठिओमि
अप्भितर देवसिअं खामेउं ॥ इच्छं ॥ खामेमि देवसिअं

અર્થ—હે ભગવાન્ ! ઇચ્છા પૂર્વક આપ મને આદેશ આપો, હુ દિવસમા કરેલા અપરાધને ખમાવવાને ઉઠયો છુ.

ગુરૂ કહે ( ખામેહ ) ખમાવો. શિષ્ય કહે ( ઇચ્છં ) હું એજ ઇચ્છું છું. ( અને ) દિવસ સંબંધી અપરાધ પ્રત્યે ખામું છું.

जं किंचि अपत्तिअं परपत्तिअं भत्ते पाणे, विणए वेआवच्चे, आलावे संलावे, उच्चासणे समासणे अंतरभासाए उवरिभासाए

અર્થ—જે કાંઇ અપ્રીતિભાવ કે વિશેષ અપ્રીતિભાવ ઉપજાવ્યો હોય-(શેને વિષે) ભોજનને વિષે, પાણીને વિષે વિનયને વિષે, વૈયાવચ્ચને વિષે, એક વાર બોલવાને વિષે, વારંવાર બોલવાને વિષે, ગુરૂથી ઉંચા આસને બેસવાને વિષે, ગુરૂની બરાબર આસને બેસવાને વિષે, ગુરૂ બોલતા હોય તેની વચ્ચે બોલવામાં, ગુરૂએ કહેલી વાત વિશેષપણે કહેવામાં,

जं किंचि मज्ज विणय परिहीणं सुहुमं वा बायरंवा तुप्भे जाणह अहं न याणामि तस्स मिच्छामि दुक्कडं ॥

અર્થ—જે કાંઇ મારે ( જીવે ) સૂક્ષ્મ વા સ્થૂળ વિનય રહિતપણું કર્યું હોય તે તમે જાણો છો, હું જાણતો નથી, તે પાપ મારૂં મિથ્યા થાઓ. ॥ ૧ ॥ ઇતિ ॥

ગુરૂ ( ૧૫ ) લઘુ ( ૧૧૧ ) સર્વ વર્ણ ( ૧૨૬ )



## ॥ अथ आयरिय उवज्झाए सूत्र ॥

**आयरिय उवज्झाए, सीसे साहम्मिए कुलगणेअ ॥**
**जे मे केइ कसाया, सव्वेतिविहेण खामेमि ॥ १ ॥**

અર્થ—આચાર્ય ઉપાધ્યાય, તેમના શિષ્ય, સાધર્મી, એક આચાર્યના પરિવાર તથા ઘણા આચાર્યના પરિવાર તે સર્વેના ઉપર જે કોઇ પણ પ્રકારનો કષાય મારે જીવે કર્યો હોય તે સર્વેને ત્રિવિધે કરી ખામુ છુ ॥ ૧ ॥

**सव्वस्स समण संघस्स, भगवओ अंजलि करियसीसे सव्वं खमावइत्ता, खमामि सव्वस्स अहयंपि ॥ २ ॥**

અર્થ—સર્વ શ્રમણ સંઘરૂપ ભગવતના મ ળ ધમા કરેલ જે અપરાધ તે સર્વ અપરાધને, મસ્તકની ઉપર બે હાથ જોડીને ખમાવીને તે સર્વના કરેલા અપરાધને હુ પણ ખમુ છુ

**सव्वस्स जीवरासिस्स भावओ धम्म निहिय नियचित्तो ॥ सव्व खमावइत्ता, खमामि सव्वस्स अहयंपि ॥ ३ ॥**

અર્થ—ભાવથી ધમને વિષે સ્થાપ્યુ છે પોતાનુ ચિત્ત જેણે એવો હું સર્વ જીવોના સમૂહના મ ળ ધમા કરેલા અપ ાધ પ્રત્યે, સવને ખમાવીને, હુ પણ સર્વ પ્રત્યે ખમુ છુ ॥૩॥

ગાથા (૩) પદ (૧૨) ગુરૂ (૧૯) લઘુ (૯૧) સર્વવર્ણ (૧૧૦)

ઇતિ ખામણા સૂત્ર.

---

## ॥ अथ नमोस्तु वर्द्धमानाय ॥

**इच्छामो अणुसट्ठिं नमो खमासमणाणं नमोऽर्हत्**

અર્થ—અમે ગુરૂ આજ્ઞાને ઇચ્છીએ છીએ; ક્ષમા શ્રમણને નમસ્કાર થાઓ.

**नमोऽस्तु वर्द्धमानाय, स्पर्द्धमानाय कर्मणा ॥**
**तज्जयावाप्तमोक्षाय, परोक्षाय कुतीर्थिनाम् ॥ १ ॥**

અર્થ—કર્મની સાથે સ્પર્દ્ધાના કરનાર, તે કર્મનો જય કરીને મોક્ષ પ્રાપ્ત કરનાર અને કુતીર્થિયોથી પરોક્ષ એવા વર્દ્ધમાન સ્વામીને નમસ્કાર થાઓ. ॥૧॥

**येषां विकचारविंदराज्या, ज्यायःक्रम कमलावलिं दधत्या ॥ सदृशैरति संगतं प्रशस्यं, कथितं संतु शिवाय ते जिनेंद्राः ॥ २ ॥**

અર્થ—જે જીનેંદ્રોની પ્રશંસનીય ચરણ કમળની શ્રેણીને ( પોતાની ઉપર ) ધારણ કરતી એવી વિકસ્વર કમળોની શ્રેણી, (તેનું) સરખાની સાથે મળવું તે અતિ પ્રશંસનીય કહેલું છે, તે જીનેંદ્રો મોક્ષને અર્થે થાઓ. ॥૨॥

कषायतापार्दित जंतु निर्वृतिं, करोति यो जैन-मुखांबुदोद्गतः ॥ स शुक्रमासोद्भववृष्टिसन्निभो, दधातु तुष्टिं मयि विस्तरो गिराम ॥ ३ ॥

અર્થ—જે જીનરાજના મુખ રૂપી મેઘથકી નિકળેલો વાણીનો વિસ્તાર, કષાય રૂપ તાપથી પીડિત એવા પ્રાણીઓને શાંતિ કરે છે, વળી જે જેઠ માસમાં ઉત્પન્ન થયેલા વર્ષાદ સરખો છે તે (સિદ્ધાંત રૂપ વાણીનો વિસ્તાર) મારે વિષે તુષ્ટી કરો ૩ ઇતિ

---

## ॥ अथ विशाल लोचन सूत्र ॥

विशाल लोचन दलं, प्रोद्यद्दंतांशुकेसरं ॥ प्रातर्वीर जिनेंद्रस्य, मुखपद्मं पुनातु वः ॥ १ ॥

અર્થ—જે મુખ કમળને વિષે વિશાળ નેત્રરૂપ પત્ર છે તથા અત્યંત ઝળહળતા એવા દાંતના કિરણરૂપ કેસરગુચ્છોના ભરીયા છે, તે વીર જિનેંદ્રનું મુખ કમળ પ્રભાત સમયે તમને પવિત્ર કરો ૧

येषामभिषेककर्म कृत्वा, मत्ता हर्षभरान् सुख सुरेंद्रा. ॥ तृणमपि गणयंति नैव नाकं, प्रातः संतु शिवाय ते जिनेंद्रा ॥ २ ॥

**અર્થ**—જે જિનેંદ્રોના અભિષેક કાર્યને કરીને, હર્ષના સમૂહ થકી મગ્ન થયેલા એવા દેવેંદ્રો, દેવલોક સંબંધી સુખને તૃણ તુલ્ય પણ ગણતા નથીજ, તે જિનેંદ્રો પ્રભાત સમયે મોક્ષને અર્થે થાઓ ૨

कलंकनिर्मुक्तममुक्तपूर्णतं, कुतर्कराहुग्रसनं सदोदयम् ॥ अपूर्वचंद्रं जिनचंद्रभाषितं, दिनागमे नौमि बुधैर्नमस्कृतम् ॥ ३ ॥

**અર્થ**—જે જિનચંદ્રનું આગમ કલંક રહિત છે; નથી મુકાણી પૂર્ણતા જેની એવું છે, કુતર્ક કરનારા પરદર્શની રૂપ રાહુને ભક્ષણ કરનાર છે, નિરંતર ઉદય પામેલા અપૂર્વ ચંદ્ર સમાન છે અને જેને પંડિતોએ નમસ્કાર કરેલો છે તે જિનચંદ્રના આગમને હું પ્રભાત સમયે નમસ્કાર કરૂં છું. ૩ ઇતિ.

## ॥ अथ श्रुत देवतानी स्तुति ॥

सुअदेवयाए करेमिं काउस्सग्गं ॥ सुअदेवया भगवई, नाणावरणीय कम्मसंघायं ॥ तेसिं खवेउ सययं, जेसिं सुअसायरे भत्ती ॥ १ ॥

**અર્થ**—શ્રુત દેવતાને અર્થે કાઉસ્સગ્ગ કરૂં છું. ભગવતિ શ્રુત દેવતા, (સરસ્વતી) જેઓની શ્રુત સાગરને વિષે નિરંતર ભક્તિ છે તેઓના જ્ઞાનાવરણીય કર્મના સમૂહનેક્ષય કરો. ૧ ઇતિ ગાથા (૧) પદ (૪) સંપદા (૪) ગુરૂ (૨) લઘુ (૩૫) સર્વ વર્ણ (૩૭)

---

## ॥ अथ क्षेत्र देवतानी स्तुति ॥

जीसे खित्ते साहू, दसण नाणेहिं चरण सहिए-
हिं ॥ साहंति मुरकमग्गं, सा देवी हरउ दुरियाइ २

અર્થ—જેના ક્ષેત્રને વિષે સાધુ-મુનિરાજ દર્શન, જ્ઞાન અને ચારિત્ર સહિત મોક્ષ માર્ગને સાધે છે તે દેવી દુરિત (પાપ) નુ હરણ કરો ૨

ગાથા (૧) પદ (૪) સંપદા (૪) લઘુ (૩૩) ગુરૂ (૩) સર્વ વર્ણ (૩૬)

---

## ॥ अथ कमलदल स्तुति ॥

कमल दल विपुल नयना, कमलमुखी कमल-
गर्भ समगौरी ॥ कमले स्थिता भगवती, ददातु
श्रुत देवता सिद्धिम् ॥ १ ॥

અર્થ—કમળના પત્ર સરખા વિસ્તીર્ણ નેત્રોવાળી, કમળના જેવા મુખવાળી, કમળના ગર્ભની જેવા ગૌરવર્ણવાળી, અને કમળને વિષે રહેલી એવી ભગવતી શ્રુતદેવતા સિદ્ધિ આપો ૧

ગાથા (૧) પદ (૪) પદા (૪) લઘુ (૪૦) ગુરૂ (૪) સર્વ ૪૫

## ॥ अथ अड्ढाइज्जेसु (मुनिवंदन) सूत्र ॥

अड्ढाइज्जेसु, दीवसमुद्देसु, पनरससु कम्मभूमीसु॥ जावंत केवि साहू, रयहरण गुच्छ पडिग्गहधारा ॥१॥

અર્થ—અઢીદ્વીપ તથા બે સમુદ્ર સંબંધી પંદર કર્મ ભૂમિને વિષે જેટલા કોઈ સાધુ રજોહરણ ( ઓઘો ) પાત્રાની ઝોળી અને પાત્રા વિગેરે ધર્મોપકરણના ધારણ કરનારા, વળી,

पंचमहव्वयधारा, अठारससहस्स सीलंगधारा ॥ अरकयायारचरित्ता, ते सव्वे, सिरसा मणसा मत्थएण वंदामि ॥ १ ॥

અર્થ—પાંચ મહાવ્રતને ધારણ કરનારા, અઢાર હજાર ચારિત્રના અંગના ધરનારા, સંપૂર્ણ આચાર રૂપ ચારિત્રના પાલનારા, તે સર્વને લલાટે કરીને, મને કરીને, મસ્તકે કરીને હું વાંદું છું ॥ ૨ ॥ ઇતિ.

લઘુ ( ૭૨ ) ગુરૂ ( ૧૩ ) સર્વ વર્ણ ( ૮૫ )

---

## ॥ अथ वरकनक (एकसो सित्तेर जिन स्तुति ) सूत्र ॥

वरकनक शंख विद्रुम, मरकतघनसन्निभं विगत मोहम्॥ सप्ततिशतं जिनानां, सर्वामर पूजितंवंदे॥१॥

અર્થ—ઉત્તમ સુવર્ણ, શંખ, પરવાળા, લીલમ અને સજલ મેઘના જેવા વર્ણવાળા અને મોહવિનાના તેમજ સર્વ દેવતાઓથી પૂજિત એવા એકસો સિત્તેર તીર્થંકરોને હું વંદના કરૂં છું ૧ ઇતિ



## ॥ अथ लघु शांतिस्तव सूत्र ॥

शांति शांतिनिशांतं,शांतं शांताऽशिवं नमस्कृत्य।
स्तोतुः शांतिनिमित्तं, मंत्रपदैः शांतये स्तौमि ॥१॥

અર્થ—શાંતિના સ્થાન રૂપ, રાગ દ્વેષ વિનાના અને શાંત થયા છે અકલ્યાણકારી ઉપદ્રવો જેનાથી એવા શ્રી શાંતિનાથને નમસ્કાર કરીને, સ્તુતિ કરનારની શાંતિના હેતુ રૂપ છે, તેથી શાંતિને અર્થે, મંત્રોના પદોવડે હું સ્તુતિ કરૂં છું, ૧

ओमिति निश्चितवचसे, नमो नमो भगवतेऽर्हते पूजां ॥ शांतिजिनाय जयवते, यशस्विने स्वामिने दमिनाम् ॥ २ ॥

અર્થ—ૐ એવું નિશ્ચયાત્મક વાચક પદ જેમનું છે એવા, સમગ્ર ઐશ્વર્યવાળા, પૂજાને યોગ્ય, રાગાદિને જીતનારા, યશવાળા, અને ઇંદ્રિયોને દમન કરનારા ( મુનિઓ ) ના સ્વામી એવા શાંતિનાથને નમસ્કાર વારંવાર થાઓ ૨

सकलातिशेषकमहा, संपत्ति समन्विताय शस्या-
य ॥ त्रैलोक्य पूजिताय च, नमोनमः शांतिदेवाय ३

અર્થ—સમસ્ત ચોત્રીસ અતિશય રૂપ મહાન સંપત્તિ વાળા, પ્રશંસા યોગ્ય, અને ત્રણ લોકના જીવોથી પૂજીત એવા શ્રી શાંતિનાથને વારંવાર નમસ્કાર થાઓ. ૩

सर्वामर ससमूह,स्वामिकसंपूजिताय नजिताय॥
भुवनजनपालनोद्यत,-तमाय सततं नमस्तस्मै ॥ ४ ॥

અર્થ—સમસ્ત દેવતાઓના સમૂહ સહિત તેમના સ્વામિ જે ચોસઠ ઇંદ્રો તેમનાથી પૂજાયેલા, દેવતાઓથી પણ નહીં જીતાએલા, ત્રણ ભુવનના લોકોનું પાલન કરવામાં સાવધાન એવા તે ( શાંતિનાથ ) ને નિરંતર નમસ્કાર થાઓ. ૪

सर्वदुरितौघनाशन,-कराय सर्वाऽशिवप्रशमनाय॥
दुष्टग्रहभूतपिशाच, शाकिनीनां प्रमथनाय ॥ ५ ॥

અર્થ—સર્વ પાપના સમૂહનો નાશ કરનારા, સર્વ ઉપદ્રવને પ્રકર્ષે કરી શાંત કરનારા, દુષ્ટ ગ્રહ, ભૂત પિશાચ, અને શાકિનીના ઉપદ્રવોને નાશ કરનારા એવા શાંતિનાથને નમસ્કાર થાઓ. ૫

यस्येति नाम मंत्र, प्रधानवाक्योपयोगकृततोषा॥
विजयाकुरुतेजनहित, मिति च नुता नमततंशांतिम् ६

અર્થ—જે શાંતિ જિનનો પૂર્વોક્ત નામ રૂપ મંત્ર તેણે કરી સર્વોત્તમ પવિત્ર એવું જે વચન તેના ઉપયોગે કરી કર્યોછે ચિત્તને વિષે સંતોષ જેણે એવી જે વિજ્યા દેવી, જે મનુષ્યનું હિત કરેછે તથા પૂર્વોકત રીતે જે (શાંતિનાથ)ને નમેલી છે તે શાંતિનાથને હે ભવ્ય જનો! તમે નમસ્કાર કરો ६

भवतु नमस्ते भगवति, विजये सुजये परापैर-जिते अपराजिते जगत्यां, जयतीति जयावहे भ-वति ॥ ७ ॥

અર્થ—હે ભગવતિ વિજ્યા, સુજ્યા બીજા દેવોથી નથી જિતાએલી એવી હે અજીતા, કોઇ ઠેકાણે પગભવ ન પામેલી એવી હે અપનાજીતા, તમો પૃથ્વીને વિષે જયવંતા વર્તો, એમ સ્તુતિ કરતે છતે સ્તુતિ કરનાર ભકતજનને જયની આપનારી થાયછે, એવી હે દરેક દેવિઓ તમોને નમસ્કાર થાઓ. ७

सर्वस्यापि च संघस्य, भद्रकल्याणमंगलप्रददे ॥
साधूनां च सदाशिव, सुतुष्टिपुष्टिप्रदे जीया. ॥ ९ ॥

અર્થ—ચતુર્વિધ સર્વ સંઘને નાખ્ય, નિરૂપદ્રવપણું અને મનાવને પ્રર્ષે કરી આપનારી હે દેવી, વળી મોક્ષને સાધનાર મુનિઓને નિરંતર નિરૂપદ્રવપણું, ચિત્તની શાંતિ અને ધર્મની વૃદ્ધિ આપનારી હે દેવિ તમે જયવતી રહો. ८

भव्यानांकृतसिद्धे, निर्वृत्तिनिर्वाणजननि स-

स्त्वानाम् ॥ अभयप्रदान निरते, नमोऽस्तु स्वस्तिप्रदे तुभ्यम् ॥ ९ ॥

અર્થ—ભવ્ય જીવોને કરી છે સિદ્ધિ જેણે એવી તથા પ્રાણીઓને ચિત્ત સમાધિ તથા મોક્ષ ઉત્પન્ન કરનારી એવી તથા ઉત્કૃષ્ટ રીતે નિર્ભયપણું દેવાને તત્પર એવી તથા પ્રકર્ષે કરી કલ્યાણને આપનારી એવી હે દેવિ તને નમસ્કાર હો. ૯

भक्तानां जंतूनां, शुभावहे नित्यमुद्यते देवि ॥ सम्यग्दृष्टीनां धृति, रतिमतिबुद्धिप्रदानाय ॥ १० ॥

અર્થ—ભકતજીવોને નિરંતર કલ્યાણ પમાડવામાં તત્પર તથા સમ્યગ્ દ્રષ્ટિ જીવોને ધૈર્યતા, પ્રીતિ મતિ તથા બુદ્ધિ પ્રકર્ષે કરી આપનાર, હે દેવિ તમે છો. ૧૦

जिनशासन निरतानां, शांतिनतानां च जगति जनतानाम् ॥ श्री संपत्कीर्त्तियशो, वर्द्धनि जयदेवि विजयस्व ॥ ११ ॥

અર્થ—જિનશાસનને વિષે રકત અને શ્રી શાંતિનાથને નમસ્કાર કરનારા જગત મધ્યેના જનસમુદાયને લક્ષ્મી, સંપત્તિ, કીર્ત્તિ અને યશને વધારનારી એવી હે જયા દેવિ તમે જય પામો. ૧૧

सलिलानलविषविषधर, दुष्टग्रहराजरोग रणभयतः ॥ राक्षसरिपुगणमारी, चौरेति श्वापदादिभ्यः ॥१२॥

અર્થ—પાણી, અગ્નિ, સર્પ, ઝેર, [illegible], મોટા રાજ રોગ, લડાઈના ભય, રાક્ષસ, શત્રુઓના સમુહ, મરકી રોગ, સાત ઇતિ અને મદોન્મત ફાડી ખાનાર પ્રાણીઓના ભયથી-૧૨

अथ रक्ष रक्ष सुशिवं, कुरु कुरु शांति च कुरु कुरु सदेति ॥ तुष्टिं कुरु कुरु पुष्टिं, कुरु कुरु स्वस्तिं च कुरु कुरु त्वं ॥ १३ ॥

અર્થ—હવે રક્ષણ કર, રક્ષણ કર, અતિશય નિરૂપદ્રવપણું કર, વળી શાન્તિકર અને નિરંતર એજ પ્રમાણે કર, તુષ્ટિ, પુષ્ટિ અને કલ્યાણ કર, એટલાવાના તું કર, કર ૧૩

भगवति गुणवति शिवशांति, तुष्टि पुष्टि स्व स्तीह कुरु कुरु जनानां ॥ ॐमिति नमो नमो ह्रां ह्रीं ह्रूं ह्र, य. क्ष ह्रींफट्० फट् स्वाहा ॥ १४ ॥

અર્થ—હે ભગવતિ હે ગુણવતિ હે શિવશાન્તિ રૂપ! તું મનુષ્યોને તુષ્ટિ, પુષ્ટિ અને કલ્યાણ કર ૐકારરૂપિણી એવી હે દેવી! તને નમસ્કાર થાઓ નમસ્કાર થાઓ હ્રાં-હ્રીં-હ્રૂં-હ્રઃ-યઃ-ક્ષઃ-હ્રીં-ફટ્-ફટ્-સ્વાહા આ નવે નવાક્ષર છે તેમાં પ્રથમના સાત શાન્તિ મંત્રના બીજ છે અને બાકીના બે વિઘ્નના વિનાશ કરનાર મંત્ર બીજ છે ૧૪

एवं यन्नामाक्षर. पुरस्सर संस्तुता जयादेवी ॥

० [illegible]

कुरुते शांतिं नमतां ( पांठांतरे कुरुते शांति निमित्तं) नमो नमः शांतये तस्मै ॥ १५ ॥

અર્થ—એ પ્રમાણે જેના નામાક્ષર મંત્ર પૂર્વક સ્તુતિ કરેલી એવી જયાનામની દેવી શ્રીશાંતિનાથ પ્રભુને નમસ્કાર કરનારાઓને શાંતિ કરે છે (પાઠાંતરે શાંતિની હેતુરૂપ થાય છે) તે શાંતિનાથને વારંવાર નમસ્કાર થાઓ. ૧૫

इति पूर्वसूरिदर्शित, मंत्रपदविदर्भितः स्तवः शांतेः ॥ सलिलादि भयविनाशी, शांत्यादि करश्च भक्तिमताम् ॥ १६ ॥

અર્થ—એ પ્રમાણે પૂર્વાચાર્યે બતાવેલા એવા મંત્રના પદથી ગર્ભિત એવું શાંતિનાથનું સ્તવ તે જલ પ્રમુખના ભયનું નાશ કરનાર છે અને ભક્તિ કરનારા મનુષ્યોને શાંતિ આદિ સુખનું કરનાર છે. ૧૬

यश्चैनं पठति सदा, शृणोति भावयति वा यथायोगं ॥ सहि शांतिपदं यायात्, ( पाठांतरे शिवशांति पदं यायात् ) सूरिश्रीमानदेवश्च ॥ १७ ॥

અર્થ—જે માણસ આ સ્તવને નિરંતર ભણે છે, સાવધાન યોગ રાખી જે સાંભલે છે. વા મનમાં સ્મરણ કરે છે તે માણસ અવશ્ય શાંતિપદ પામે ( પાઠાંતરે કલ્યાણ અને શાંતિનું સ્થાન પામે ) શ્રીમાન દેવસૂરિ પણ તે પદ પામે. ૧૭

उपसर्गाः क्षयं यांति, छिद्यन्ते विघ्नवल्लयः ॥
मनः प्रसन्नतामेति, पूज्यमाने जिनेश्वरे ॥ १८ ॥

અર્થ—શ્રી જિનેશ્વર ભગવાનને પૂજતા થકા, ઉપસર્ગો નાશ પામે છે, વિઘ્નરૂપી વેલો છેદાય છે, મન પ્રસન્નતા પામે છે ૧૮

सर्व मंगल मांगल्यं, सर्व कल्याणकारणम् ॥
प्रधानं सर्व धर्माणां, जैनं जयति शासनम् ॥ १९ ॥

અર્થ—સર્વ મગલોમા મગલિક, સર્વ કલ્યાણનુ કારણ, સર્વ ધર્મમા મુખ્ય એવુ જૈનશાસન જયવતુ વર્ત્તેછે ૧૯

ઇતિ શ્રી લઘુશાંતિ સ્તવ

## ॥ अथ तीर्थ वंदना ॥

सकलतीर्थवंदूं करजोड, जिनवर नामे मगल कोड ॥ पहेले स्वर्गे लाख बत्रीश, जिनवर चेत्य नमु निशादिस ॥ १ ॥ बीजे लाख अठावीश कह्यां, त्रीजे बार लाख सद्दह्यां ॥ चोथे स्वर्गे अड लाख धार, पांचमे वंदुं लाखज चार ॥ २ ॥ छठ्ठे स्वर्गे सहस पचास, सातमे चालीस सहस प्रासाद ॥

आठमे स्वर्गे छ हजार, नव दशमे वंदुं शतचार ॥ ३ ॥ अग्यार बारमे त्रणसें सार, नव ग्रैवेयके त्रणसें अढार ॥ पांच अनुत्तर सर्वे मली, लाख चोराशी अधिकां वलि ॥ ४ ॥ सहस सत्ताणुं त्रेवीशसार, जिनवर भुवन तणो अधिकार ॥ लांबा सो योजन विस्तार, पचास उंचां बहोंतेर धार ॥ ५ ॥ एकसो एंशी बिंब प्रमाण सभासहित एक चैत्यें जाण ॥ सो कोड बावन कोड संभाल, लाख चोराणुं सहस चौंआल ॥ ६ ॥ सातसें उपर साठ विशाल सवि बिंब प्रणमुं त्रण काल ॥ सात कोडनें बहोंतेर लाख, भुवनपतिमां देवल भांख ॥ ७ एकशो एंशी बिंब प्रमाण, एक एक चैत्यें संख्या जाण ॥ तेरसें कोडने-व्यासी कोड, साठ लाख वंदूं करजोड ॥ ८ ॥ बत्री-सेंने ओगणसाठ, तीर्च्छा लोकमां चैत्यनो पाठ ॥ त्र-णलाख एकाणुं हजार, त्रणसें वीश ते बिंब जुहार ॥ ९ ॥ व्यंतर ज्योतिषीमां वलिजेह, शाश्वता जिन-वंदूं तेह ॥ रुषभ चंद्रानन वारिषेण, वर्द्धमान नामें गु-

णसेण ॥ १० ॥ समेतशिखर वंदू जिनवीश, अष्टापद वंदूं चोवीश ॥ विमलाचलने गढ गीरनार, आबु उपर जिनवर जुहार ॥ ११ ॥ शंखेश्वर केसरियो सार, तारंगे श्री अजित जुहार ॥ अंतरिक वरकाणो पास, जीरावलोने थंभण पास ॥ १२ ॥ गाम नगर पुर पाटण जेह, जिनवर चैत्य नमुं गुण गेह ॥ विहरमान वंदू जिनवीश, सिद्ध अनंत नमुं निशदिस ॥ १३ ॥ अढी द्वीपमां जे अणगार, अढार सहस सीलांगना-धार ॥ पंच महाव्रत समितिसार, पाले पलावे पंचाचार ॥ १४ ॥ बाह्य अभ्यंतर तप उजमाल, ते मुनि वदूं गुणमणि माल ॥ नित नित उठी कीर्ति करूं, जीव कहे भवसायरतरूं ॥ १५ ॥



## ॥ अथ चउक्कसाय ॥

चउक्कसाय पडिमल्लुल्लूरणु, दुज्जयमयण बाण-मुसुमूरणु ॥ सरसपिअंगुवन्नु गयगामिउ जयउपासु भुवणत्तयसामिउ ॥ १ ॥

અર્થ—આર્યમહાગિરિજી, આર્યરક્ષિતસૂરિ, આર્યસુહસ્તિ સૂરિ, ઉદાયી રાજા, મનક પુત્ર, કાલિકાચાર્ય, સાંબકુમાર, પ્રદ્યુમ્નકુમાર અને મુલદેવ રાજા. ૫

पभवो विन्हुकुमारो, अद्दकुमारो दढप्पहारी अ ॥
सिज्जंस कूरगडू अ, सिज्जंभव मेहकुमारो अ ॥ ६ ॥

અર્થ—પ્રભવસ્વામિ, વિશ્નુકુમાર, આર્દ્ર કુમાર, તથા દૃઢપ્રહારી ચોર. શ્રેયાંસ કુમાર, કુરગડુ સાધુ, સિજઝંભવ સ્વામિ અને મેઘ કુમાર. ૬

एमाइ महासत्ता, दिंतुसुहं गुणगणेहिं संजुत्ता ॥
जेसिं नामग्गहणे, पावपबंधा विलयजंति ॥ ७ ॥

અર્થ—ઇત્યાદિ બીજા પણ મહા પરાક્રમી પુરૂષો, જ્ઞાનાદિ ગુણોના સમૂહે કરી સહિત એવા, અમને સુખ આપો; જેમના નામસ્મરણથી પાપના બંધ વિનાશ પામે છે. ૭

सुलसा चंदनवाला, मणोरमा मयणरेहा दमयंती॥
नमयासुंदरी सीया, नंदा भद्दा सुभद्दाय ॥ ८ ॥

અર્થ—સુલસા, ચંદનબાલા, મનોરમા, મદનરેખા, દમયન્તી, નર્મદા સુંદરી, સીતા, નંદા, ભદ્રા શેઠાણી, સુભદ્રા. ૮

रायमई रिसिदत्ता, पउमावइ अंजणा सिरिदेवी॥
जिट्ठ सुजिट्ठ मिगावइ, पभावइ चिल्लणा देवी ॥९॥

અર્થ—રાજેમતી, રૂષિદત્તા, પદ્માવતી, અંજનાસુંદરી, શ્રીદેવી, જ્યેષ્ટા, સુજ્યેષ્ટા મૃગાવતી, પ્રભાવતી, ચેલણા રાણી ૯

वंभी सुंदरी रुप्पिणि,रेवइ कुंती सिवा जयंतीय॥
देवइ दोवइ धारणी, कलावई पुप्फचूला य ॥ १० ॥

અર્થ—બ્રાહ્મી, સુંદરી, રૂક્મણી, રેવતી, કુન્તી, શિવા અને જયન્તી, દેવકી, દ્રોપદી, ધારણી, કલાવતી તથા પુષ્પચુલા ૧૦

पउमावई य गोरी, गंधारी लख्खमणा सुसी-
माय ॥ जंवुवइ सच्चभामा, रुप्पिणि कन्हह महि-
सीओ ॥ ११ ॥

અર્થ—પદ્માવતી, તથા ગૌરી, ગાંધારી, લક્ષ્મણા તથા સુસીમા, જંબુવતી, સત્યભામા, રૂક્મણી, આ આઠ શ્રી કૃષ્ણની પટરાણીઓ છે ૧૧

जरकाय जख्खदिन्ना, भूआ तह चेव भूअदिन्ना-
य ॥ सेणावेणारेणा, भयणीओ थूलिभद्दस्स ॥ १२ ॥

અર્થ—જક્ષા, યક્ષદિન્ના, ભૂતા, તથા વળી નિશ્ચયથી ભૂત દિન્ના, સેણા, વેણા, રેણા, આ સાત સ્થુલિભદ્રજીની બહેનો છે ૧૨

इच्चाइमहासइओ, जयंति अकलंक सीलकलि-
आओ ॥ अज्जवि वज्जइ जासिं, जस पडहो तिहुअणे
सयले ॥ १३ ॥

અર્થ—ઇત્યાદિ મોટી સતીઓ નિર્મલ શિયળગુણે કરી સહિત જયવંતી વર્ત્તે છે. વળી જેના આજ પણ સકલ ત્રિભુવનને વિષે યશના ડંકા વાગે છે. ૧૩

ઇતિ ભરહેસર સજ્ઝાય.

---

## ॥ अथ मन्ह जिणाणं सज्झाय ॥

मन्ह जिणाणं आणं, मिच्छं परिहरह धर सम्मत्तं ॥ छव्विह आवस्सयंमि, उज्जुत्तो होइ पइ दिवसं ॥ १ ॥

અર્થ—જિનેશ્વર ભગવાનની આજ્ઞા માનવી, મિથ્યાત્વનો ત્યાગ કરવો, સમ્યક્ત્વ ધારણ કરવું, છ પ્રકારના આવશ્યકમાં પ્રતિ દિવસ ઉદ્યમવંત થવું. ૧

पव्वेसु पोसहवयं, दाणं सीलं तवोअ भावोअ॥ सज्झाय नमुक्कारो, परोवयारोअ जयणा अ ॥ २ ॥

અર્થ—પર્વ દિવસને વિષે પોસહ વ્રત કરવું, દાન, શિયળ, તપ અને ભાવના, સ્વાધ્યાય નમસ્કાર અને પરોપકાર તથા જયણા રાખવી. ૨

जिणपूआ जिणथुणणं, गुरुथुअ साहम्मिआणव च्छल्लं ॥ ववहारस्सय सुद्धि, रहजत्ता तित्थजत्ताय ३

અર્થ—જિનેશ્વર ભગવાનની પૂજા, જિનેશ્વર ભગવાનની સ્તુતિ, ગુરૂની સ્તુતિ, અને સાધર્મીને વિષે વાત્સલ્ય, વ્યવહારની શુદ્ધિ, રથયાત્રા અને તીર્થયાત્રા ૩

उवसम विवेक संवर, भासासमिइ छजीव करुणाय ॥ धम्मिअजणसंसग्गो, करणदमो चरणपरिणामो ॥ ४ ॥

અર્થ—ઉપશમ, વિવેક, સંવર, ભાષા સમિતિ અને છકાયની દયા, ધાર્મિક માણસનો સત્સંગ ઇંદ્રિયોનું દમન અને ચારિત્રના પરિણામ ૪

संघोवरि बहुमाणो, पुथ्थयलिहणं पभावणा तिथ्थे ॥ सड्ढाण किच्च मेअ निच्च सुगुरुवएसेण ॥ ५ ॥

અર્થ—શ્રી સંઘ ઉપર બહુમાન, પુસ્તક લખાવવા, તીર્થની પ્રભાવના કરવી, શ્રાવકના આ કૃત્ય છે, તે નિરંતર સદ્‌ગુરૂના ઉપદેશથી જાણવા ૫ ઇતિ

ઇતિ શ્રાવક દિનકૃત્ય સજ્ઝાય

---

॥ अथ पोसहनुं पच्चख्खाण ॥

करेमिभंते पोसहं, आहार पोसह देसओ, सव्वओ; सरीर सकार पोसहं सव्वओ, बंभचेर पोसहंसव्वओ;

अव्वावार पोसहं सव्वओ, चउव्विहे पोसहंठामि, जाव दिवसं अहोरत्तं पज्जुवासामि ॥

અર્થ—હે ભગવંત ! હું પોસહ કરૂં છું, આહારનો પોસહ, દેશથી વા સર્વથી, શરીરસત્કાર ન કરવાનો પોસહ સર્વથી, બ્રહ્મચર્યનો પોસહ સર્વથી, અવ્યાપારનો પોસહ સર્વથી, આ ચાર પ્રકારના પોસહ વડે હું રહું છું, તે આખો દિવસ વા રાત અને દિવસ પાળું છું.

दुविहं तिविहेणं, मणेणं वायाए काएणं न करेमि, न कारवेमि, तस्सभंते पडिक्कमामि, निंदामि गरिहामि, अप्पाणं वोसिरामि ॥ १ ॥

અર્થ—બે પ્રકારે અને ત્રણ પ્રકારે, મન, વચન અને કાયા એમ ત્રણ પ્રકારે, ન કરૂં તથા ન કરાવું એમ બે પ્રકારે, હે ભગવંત તે થકી હું પ્રતિક્રમું છું, આત્માની સાખે નિંદું છું, ગુરૂની સાખે ગર્હું છું અને આત્માને વોસરાવું છું ૧. ઇતિ.

## ॥ अथ पोसह पारवानुं सूत्र ॥

सागरचंदो कामो, चंदवडिंसो सुदंसणोधन्नो ॥ जेसिं पोसह पडिमा, अखंडिआ जीवियंतेवि ॥१॥

અર્થ—સાગરચંદ્ર કુમાર, કામદેવજી, ચંદ્રાવતંસ રાજા, સુદર્શન શેઠ, તેઓને ધન્ય છે કે જેઓની પોષધ પ્રતિમા, જીવિત-

ના અંત સુધી (મરણાંત કષ્ટ પ્રાપ્ત થતાં) પણ અખંડિત રહી ૧

धन्ना सलाहणिज्जा, सुलसा आणंद कामदेवाय ॥
जास पसंसइ भयवं, दढवयत्तं महावीरो ॥ २ ॥

અર્થ—ધન્યછે તે મનુષ્યોને અને તેઓ જ પ્રશંસાપાત્ર છે, સુલસા શ્રાવિકા, આણંદ અને કામદેવ શ્રાવક જેમના દૃઢ વ્રત પણાને ભગવંત શ્રી મહાવીર સ્વામિ વખાણેછે ૨

पोसह विधे लीधुं, विधेपार्युं, विधि करतां, जे कांइ अविधि हुओ होय, ते सवि हुं मन, वचन, कायायें करी मिच्छामि दुक्कडं ॥ इति,

---

## ॥ अथ सामायिक लेवानी विधि ॥

પ્રથમ ઊંચે આસને અથવા સાપડા ઉપર પુસ્તકાદિ જ્ઞાનાદિનું ઉપકરણ મૂકવું પછી શુદ્ધ વસ્ત્ર પહેરી કટાસણું, મુહપત્તિ અને ચરવલો લઇ મુહપત્તિ ડાબા હાથમાં મુખ પાસે રાખી ઉભા રહી જમણો હાથ સ્થાપનાચાર્ય સન્મુખ અવળો રાખી નવકાર તથા પંચિંદિઅ કહેવા પછી " ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિયાએ મથ્થએણ વંદામિ " એ પાઠવડે એક ખમાસમણદઇ પછી " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન ઇરિયાવહિયં પડિક્કમામિ ઇચ્છં ' એમ કહેવું પછી આખીના ઇરિયાવહિ તથા તસ્સ ઉત્તરી અને અન્નથ ઉસ્સસીએણં કહી એક લોગસ્સ અથવા ન આવડે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી ' નમો અ-

રિહંતાણું " કહેવા પૂર્વક કાઉસગ્ગ પારી પ્રગટ લોગસ્સ કહેવો પછી ખમાસમણ દઇ " ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ સામાયિક મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં " એમ કહી બેસીને મુહપત્તિ તથા અંગની પડિલેહણાના પચ્ચાસ બોલ કહેવા પૂર્વક મુહપત્તિ પડિલેહવી. પછી ઊભા થઇ ખમાસમણ દઇ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક સંદિસાવું ? ઇચ્છં " એમ કહી ફરી ખમાસમણ દઈ " ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ સામાયિક ઠાઉં ? ઇચ્છં " એમ કહી બે હાથ જોડી એક નવકાર ગણવો. પછી બે હાથ લલાટે રાખી " ઇચ્છકારિ ભગવન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી " એમ કહેવું. અહીં વડીલ હોય તે કરેમિ. ભંતેનો પાઠ કહે, તે ન હોય તો પોતે કરેમિભંતે ઉચ્ચરે. પછી ખમાસમણ દઈ " ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ બેસણે સંદિસાવું ? ઇચ્છં " કહી વળી ખમાસમણ દઇ " ઇચ્છા સં–ભ. બેસણે ઠાઉં ? ઇચ્છં " એમ કહી પછી ખમાસમણદઇ " ઇચ્છા સં–ભ સઝાય સંદિસાવું ? ઇચ્છં " એમ કહી ફરી ખમાસમણ દઇ " ઇચ્છા. સં–ભં સઝાય કરૂં ? ઇચ્છં " એમ કહી બે હાથ જોડી ત્રણ નવકાર ગણવા. પછી બે ઘડી સુધી સ્વાધ્યાય, ધર્મધ્યાન કરવું. " અથવા નવકારવાળી ગણવી. વિકથાદિ પ્રમાદમાં પડવું નહિ "

---

## ॥ सामायिक पारवानी विधि ॥

પ્રથમ ઉભા થઈ ખમાસમણ દઇ ઇરિયાવહિયં સૂત્રથી માંડીને લોગસ્સપ્રગટ કહેવા પર્યંત જેટલું કહેવું કરવું પડે છે, તે સર્વ કહેવું અને કરવું, પછી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ

ભગવન્ મુહપત્તિ પડિલેહુ ? ઈચ્છં એમ કહી બેસીને પ્રથમની વિધિયે મુહપત્તિ પડિલેહની પછી ખમાસમણ દઈ "ઇચ્છા૦ મ-ભ સામાયિક પારૂ ? અહિં ગુરૂ 'પુણોવિકાયવ્વો' કહે એટલે યથાશક્તિ એમ કહેવુ પછી ખમાસમણ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન સામાયિક પાર્યું ! અત્ર ગુરૂ "આયારો ન મોત્તવ્વો કહે ( એટલે ) તહત્તિ" એમ કહેવુ પછી બેસી જમણો હાથ ચરવલા ઉપર યા ભૂમિ ઉપર સ્થાપી એક નવકાર ગણી સામાઇય વયજુત્તોનો પાઠ કહેવો પછી હાથ ઉપાડી લઇ તેને સ્થાપનાજી સન્મુખ અવળો રાખી એક નવકાર ગણવો " ઇતિ સામાયિક પારવાની વિધિ સંપૂર્ણ "

અહીં ઉપરા ઉપર ત્રણ સામાયિક કે બે સામાયિક કરવા હોય તો દરેક સામાયિક લેવા લેવાની વિધિ કરવી પણ વખતોવખત પારવુ નહિ ! બે સામાયિક કરવા હોય તો બે પૂરા થયે ને ત્રણ સામાયિક કરવા હોય તો ત્રણ પૂરા થયે એક વાર પારવુ એક સાથે આ૦ દશ સામાયિક કરવા હોયતો ત્રણ ત્રણ સામાયિક સુધી આ વિધિ જાણવો વળી બીજુ ત્રીજુ સામાયિક લેતા કરેમિભંતે ઉચર્યા પછી ચાર ખમાસમણ પૂર્વક ચાર આદેશ મંગાય છે તેને બદલે ફક્ત બે ખમાસમણ દેવા પૂર્વક બે આદેશ માગવા તે એમ કે " બેસણે ઠાઉ ? ઇચ્છં અને બીજી વખત " સઝાયમા છુ " એમ કહી ત્રણ નવકારને બદલે એક નવકાર ગણવો ઇતિ



# अथ देवसिंप्रातिक्रमण विधि.

પ્રથમ પૂર્વની રીતિયે સામાયિક લેવું. પછી પાણી વાપર્યું હોય તો ખમાસમણદઇ "ઇચ્છા. સંદિસહ ભગવન્ મુહપત્તિ પડિલેહું? ઇચ્છં" એમ કહી બેસીને ફક્ત મુહપત્તિ પડિલેહવી અને જો આહાર વાપર્યો હોય તો બે વાંદણાં દેવાં ત્યાં બીજા વાંદણામાં "આવસિયાએ" એ પદ ન કહેતાં અવગ્રહમાંજ ઉભા રહીને "ઇચ્છકારી ભગવન્ પસાય કરી પચ્ચખ્ખાણનો આદેશ દેશોજી" એમ કહેવું. પછી વડિલ પચ્ચખ્ખાણ કરાવે યા પોતે યથાશક્તિ પચ્ચખ્ખાણ કરે. પછી ખમાસમણ દઇ ઉભા થઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં? ઇચ્છં" એમ કહેવું પછી બેસીને વડીલ ચૈત્યવંદન કરે, વડીલ ન હોય તો ડાબો ઢીંચણ ઉભો રાખી પોતે કરે એમ સર્વત્ર સમજવું. પછી જંકિંચિ કહેવું પછી નમુથ્થુણં કહી ઉભા થઈ અરિહંત ચેઇઆણં કહી અન્નથ્થ૦ કહી એક નવકારનો કાઉસગ્ગ કરી પારી નમોર્હત્. કહી પહેલી થોય કહેવી. પછી લોગસ્સ, સ૦વલોએ અરિહંત ચેઇઆણં, અન્નથ૦ કહી, એક નવકારનો કાઉસગ્ગ કરી, પારી, બીજી થોય કહેવી. પુખ્ખર વરદી સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણ વત્તિઆએ કહી, અન્નથ્થ કહી એક નવકારનો કાઉસગ્ગ કરી, પારી, ત્રીજી થોય કહેવી. પછી સિદ્ધાણં બુદ્ધાણં કહી; વેયાવચ્ચગરાણં. અન્નથ્થ કહી, એકનવકારનો કાઉસગ્ગ કરી, પારી, નમોર્હત્. કહી ચોથી થોય કહેવી. પછી બેસીને નમુથ્થુણં કહેવું. પછી ઉભા થઇ ચાર ખમાસમણ દેવાં પૂર્વક "ભગવાનહં, આચાર્યહં, ઉપાધ્યાયહં, સર્વ સાધુહં"

એમ કહેવુ પછી ઇચ્છકારિ સમસ્ત શ્રાવકને વાદુ એમ કહેવુ પછી ઇચ્છા૦ સ૦ ભ૦ દેવસિઅ પડિક્કમણે ઠાઉ ? ઇચ્છં ' એ આદેશ માગીને બેની જમણો હાથ ચરવલા ઉપર, યા ભૂમિ ઉપર સ્થાપી સવ્વસ્સવી દેવસીઅ દુચ્ચિંતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ મિચ્છામિદુક્કડ ' એ પાઠ કહેવો (પ્રતિક્રમણમા દરેક આદેશ વડીલજ માગે તે ન હોય તો શ્રાવક પોતે માગે આ વાત પીઠીકા રૂપે સર્વત્ર યોજવી) પછી ઉભા થઈ કરેમિભતે ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગ જોમે દેવસિઓ અઇયારો૦ કહી તસ્સઉત્તરી, અન્નત્થ કહી, અતિચારની આઠ ગાથાનો, અને તે ન આવડે તો આઠ નવકારનો કાઉસગ્ગ કરી, પારી, પ્રગટ લોગસ્સ કહેવો પછી બેસીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહવી પછી ઉભા થઈને બે વાદણા દેવા તેમા બીજા વાદણા વખતે અવગ્રહ બહાર નીકળવુ નહિ પછી બીજુ વાદણુ પૂરૂ થયે " ઇચ્છા, સ ભ દેવસિય આલોઉં ? ઇચ્છ " એમ કહી જોમે દેવસિઓ આઇઆરોનો પાઠ કહેવો પછી સાતલાખ તથા અઢાર પાપ સ્થાનક કહેવા. પછી સવ્વસ્સવિ, દેવસિઅ, દુચ્ચિંતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ, ઇચ્છા સ ભ ઇચ્છ તસ્સ મિચ્છામિ દુક્કડ એમ કહી અવગ્રહ માથી બહાર નીકળી બેસીને જમણો ઢીચણ ઉભો રાખી એક નવકાર કરેમિ કહી ઇચ્છામિ પડિક્કમિઉ, જોમે દેવસિઓ અઇઆરો કહી સપૂર્ણ વદિતુ કહેવુ પણ તેના " તસ્સ ધમ્મસ્સ કેવલી પન્નત્તસ્સ અબ્ભુટ્ઠિઓમિ એ પદ બોલતા ઉભા થવુ ને અવગ્રહની બહાર રહીને વદિતુ પૂરૂ કરવુ પછી બે વાદણા દેવા બીજા વાદણામા અવગ્રહમા ઉભા હોઇએ ત્યા " ઇચ્છાકારેણ સદિસહ ભગવન અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિતર દેવસિઅ ખામેઉ ?

ચ્છં ખામેમિ દેવસિઅં" કહીને જમણો હાથ ચરવલા ઉપર સ્થાપીજ'કિંચિ અપત્તિયં' ઈત્યાદિ પાઠ બોલતાં અબ્ભુઠ્ઠિયો ખામવો પછી અવગ્રહ બહાર નિકળી બે વાંદણાં દેવાં બીજું વાંદણું પૂરૂં થાય ત્યારે અવગ્રહની બહાર નિકળી આયરિય ઉવઝ્ઝાએ કહેવું પછી કરેમિભંતે, ઇચ્છામિઠામિ, તસ્સઉત્તરી અન્નત્થ કહી, બે લોગસ્સ અથવા ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો. (લોગસ્સનાં જયાં જયાં કાઉસગ્ગ આવે ત્યાં ત્યાં ચંદેસુનિમ્મલયરા સૂધીજ ગણવાનું ધ્યાનમાં રાખવું) પછી પારી ને લોગસ્સ, સવ્વલોએ અરિ. ચેઇ. અન્નત્થ. કહી, એક લોગસ્સયા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી પુખ્ખરવરદી, સુઅસ્સ ભગવઓ કરેમિકાઉ. વંદણ. કહી, અન્નત્થ કહી, એક લોગસ્સનો યાચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી સિદ્ધાણંબુદ્ધાણં કહેવું પછી "સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં' અન્નત્થ. કહી એક નવકારનો કાઉસ્સગ કરી પારી નમોર્હત્ કહી પુરૂષે સુઅદેવયાની થોય કહેવી ( અહી સ્ત્રી હોય તો તે કમલદલની સ્તુતિ કહે ) પછી "ખિતદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં' અન્નત્થ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી નમોર્હત્ કહી જીસે ખિત્તે સાહુ.ની થોય કહેવી (અહીં પણ સ્ત્રી હોય તો તે યસ્યાઃ ક્ષેત્ર'ની સ્તુતિ કહે ) પછી એક નવકાર ગણી બેસીને મુહપત્તિ પડીલેહવી પછી બે વાંદણાં દેવાં પછી અવગ્રહમાંજ ઉભા ઉભા "સામાયિક, ચઉવ્વિસથ્થો, વાંદણાં પડિક્કમણું, કાઉસગ્ગ, પચ્ચખ્ખાણ કર્યું છે. ઇચ્છામોઅણુસઠ્ઠિં" એમ કહી બેશીને "નમોખમાસમણાણં, નમોઽર્હત્; " ઇત્યાદિ પાઠ કહી નમોસ્તુ વર્દ્ધમાનાય કહેવું ( અહીં સ્ત્રી હોય તે સંસાર

દાવાની ત્રણ ગાથા કહે) પછી નમુથ્થુણુ કહી "ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ સ્તવન ભણું ? ઇચ્છં" એમ કહી સ્તવન કહેવું (સ્તવન પૂર્વાચાર્યનું બનાવેલું ઓછામાં ઓછું પાંચ ગાથાનું હોવું જોઇએ) પછી વરકનક કહી પૂર્વની પેઠે ભગવાનાદિ ચારને ભગવાનહં વગેરે થોભ વંદન કરવું પછી જમણો હાથ ચરવલા યા ભૂમિપર સ્થાપી અઢ્ઢાઇજેસુ કહેવું પછી ઉભા થઇ "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ દેવસિઅ, પાયચ્છિત્તવિસોહણુથ્થ, કાઉસ્સગ્ગ કરૂં ? ઇચ્છં દેવસિઅ પાયચ્છિત્ત વિસોહણુથ્થ કરેમિ કાઉસ્સગ્ગ–અન્નથ્થ૦ કહી ચાર લોગસ્સ યા સોલ નવકારનો કાઉસગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહેવો પછી બે ખમાસમણુ દેવાપૂર્વક સઝાય સંદિસાહું ? ઇચ્છં" તથા સઝાય કરૂં ઇચ્છં, એવી રીતે બે આદેશ માગી બેસી એક નવકાર ગણીને વડિલ અને તે ન હોયતો પોતે સઝ્ઝાય કહે પછી એક નવકાર ગણી ઉભા થઇ ખમાસમણુદઇ "ઇચ્છા–સ–ભ–દુખ્ખખ્ખઓ–કમ્મખ્ખઓ–નિમિત્ત કાઉસગ કરૂં ઇચ્છં દુખ્ખખ્ખઓ કમ્મખ્ખઓ નિમિત્ત કરેમિ કાઉસ્સગ્ગ" એમ કહી અન્નથ્થ૦ કહી સંપૂર્ણ ચાર લોગસ્સ યા સોલ નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી, નમોર્હત્ કહી, એકજણ લઘુશાંતિ કહે, અને બીજા કાઉસ્સગ્ગમાં સાંભળે પછી કાઉસ્સગ્ગ પારી લોગસ્સ કહી ખમાસમણુદઇ ઇરિયાવહિ. તસ્સ ઉત્તરી, અન્નથ્થ કહી, એક લોગસ્સ યા ચાર નવકારનો કાઉસગ્ગ કરી, પારી, લોગસ્સ કહેવો૦ પછી બેસી ચઉક્કસાય, નમુથ્થુણુ, જાવંતિ ચેઇયાઇં કહી ખમાસમણુ દઇ જાવંત કેવિ સાહૂ, નમોર્હત્, ઉવસગ્ગહરં, કહી બે હાથ લલાટે લગાડી જય વીયરાય કહી ખમાસમણુદઇ 'ઇચ્છા–સ–ભ૦ મુહપત્તિ પડિ-

લેહું ? ઈચ્છં-કહી મુહપત્તિ પડિલેહવી૦ પછી ઉભા થઇ બે ખ-માસમણદેવા પૂર્વક ઇચ્છા-સં૦ ભ૦ સામાયિક પારૂં ? યથાશક્તિ તથા ઇચ્છા-સં૦-ભ૦ સામાયિક પાર્યું તહત્તિ" વિગેરે સામા-યિક પારવાની વિધિ પ્રમાણે સામાઇય વયજુત્તો કહેવા પર્યંત સર્વ કહેવું પછી સ્થાપના સ્થાપી હોયતો જમણો હાથ સવળો સ્થા-પનાજી સન્મુખ રાખી એક નવકાર ગણવો. ઇતિ.



# अथ राइप्रतिक्रमण विधि.

પ્રથમ પૂર્વરીતીયે સામાયિક લેવું પછી ખમાસમણ દઇ "ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ કુસુમિણ દુસુમિણ ઉહ્ડ્ડાવણી રાઇપાયચ્છિત્ત વિસોહણથ્થં કાઉસગ્ગ કરૂં ? ઇચ્છં કુસુમિણ દુ-સુમિણ ઉહ્ડ્ડાવણી રાઇપાયચ્છિત્ત વિસોહણથ્થં કરેમિ કાઉસ્સગ્ગં" એમ કહી અન્નથ્થ કહી કામ ભોગાદિના તે રાત્રીએ દુઃસ્વપ્ન આવ્યાં હોય તો સાગરવર ગંભીરા સુધી અને દુઃસ્વપ્ન ન આવ્યાં હોયતો ચંદેસુ નિમ્મલયરા સુધિ ચાર લોગસ્સયા સોલનવકારનો કાઉસગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહેવો. પછી ખમાસમણ દઇ "ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં" એમ કહી બેસીને ડાબો ઢીંચણ ઉભો રાખી જગચ્ચિંતામણીનું ચૈત્ય-વંદન જયવિયરાયપર્યંત કરવું. પછી ભગવાનાદિ ચારને થોભવંદન કરવું. પછી ઉભા થઇ બે ખમાસમણ દેવા પૂર્વક સજ્ઝાયનો આ દેશ માગી બેસીને એક નવકાર ગણી, ભરહેસરની સજ્ઝાય ક-હેવી. પછી ઇચ્છકાર સુહરાઇ સુખ તપનો પાઠ કહેવો પછી "ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ રાઇયપડિક્કમણેઠાઉં ? ઇચ્છં"

પછી "ઇચ્છામો અણુસટ્ઠિં" કહી બેસીને નમો ખમા. નમોર્હત્ કહી વિશાલ લોચન દલં કહેવું (અહીં સ્ત્રીએ સંસાર દાવાની ત્રણ થોય કહેવી) પછી નમુથ્થુણં કહી ઉભા થઇ અરિ. અન્નથ્થ કહી, એક નવકારનો કાઉસગ્ગ કરી પારી, નમોર્હત્ કહી, કલ્લાણકંદંની પ્રથમ થોય કહેવી, પછી લોગસ્સ, પુખ્ખરવરદી' સિદ્ધાણં બુદ્ધાણં, કહેવા પૂર્વક દેવવંદન કરીયે છીયે તે વિધિયે દેવસિ પ્રતિક્રમણની પેરે કલ્યાણ કંદંની ચોથી થોય કહેવા પર્યંત સર્વ વિધિ કરવી. પછી બેસીને નમુથ્થુણં કહી ભગવાનાદિચારને થોભવંદન કરવું. પછી જમણો હાથ ઉપધિ ઉપર સ્થાપી, અઢ્ઢાઇજેસુ કહેવું. પછી ડાબોઢીંચણ ઉભો રાખી ઈશાન્ય કોણ સનમુખ બેસી યા તે દિશા મનમાં ચિંતવીને ખમાસમણ દઈ શ્રી સીમંધર સ્વામિનું ચૈત્યવંદન, સ્તવન જયવીયરાય–થોય પર્યંત વિધિ પૂર્વક કરવું. તેમાં અરિહંતચેઇ૦ થી ઉભા થઇને વિધિ કરવી તેજ પ્રમાણે ખમાસમણ દઈ શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન, સ્તવન, જયવીયરાય, થોયપર્યંત વિધિ પૂર્વક કરવું. પછી સામાઇક પારવાની વિધિની રીતિયે સામાયિક પારવું. ઈતિ.

તા. ક. જેમ ગુરૂ મહારાજ હોય ત્યારે તેઓ જેમ આદેશ માગે છે, તેઓ કાઉસગ્ગ પારે પછી આપણે પારીયે છીએ, કંઈ સૂત્ર કહેવું હોય ત્યારે તેઓની પાસે કહેવાનો આદેશ માગીએ છીએ; તેજ પ્રકારે તેમને વિરહે કરેમિભંતે ઉચ્ચરાવનાર જ્ઞાનવૃદ્ધ પ્રત્યે પણ પ્રતિક્રમણ કરતી વખતે વિનયથી વર્ત્તવું યોગ્ય છે.

---

## ॥ अथ पच्चख्खाण पारवानो विधि ॥

१ प्रथम " इरियावहियाए " पडिक्कमी, यावत् " जगचिंतामणि " नु चैत्यवंदन " जयवीयराय, " सुधी करवुं पछी " मन्हजिणाणं " नी सज्झाय करी मुहपत्ती पडिलेहवी पछी खमासमणदेईइच्छाकारेण संदिसह भगवन् पच्चख्खाण पारु यथा शक्ति ' इच्छामि० इच्छा० पच्चख्खाण० पारुं ' तहत्ति ' एम कही, जमणो हाथ कटासणां अथवा चरवला ऊपर थापी एक " नवकार " गणी, पच्चख्खाण कर्युं होय, तेनु नाम कहीनें पारवु ते लखीये छेयेः—" उग्गए सरे नमुक्कारसहिअं पोरिसिं, साड्ढपोरिसि, गंठसहिअं मुट्ठिसहिअं पच्चख्खाण कर्युं, चउव्विहार, आंबिल, निवि, एकासणुं, बेआसणकर्युं, तिविहार पच्चख्खाण फासिअं, पालिअं, सोहिअं, तीरिअं, किट्टिअं, आराहिअं, जं च न आराहिअं, तस्स मिच्छामि दुक्कडं." एम कही एक नवकार गणवो ॥ इति ॥

## ॥ अथ प्रभातनां पच्चख्खाण ॥

### ॥ नमुक्कार सहिअं मुठ्ठिसहिअंनुं ॥

"उग्गए सूरे, नमुक्कार सहिअं, मुठ्ठिसहिअं, पच्चख्खाइ, चउव्विहंपिआहारं, असणं, पाणं, खाइमं, साइमं, अन्नथ्थणाभोगेणं, सहसागारेणं महत्तरागारेणं सव्वसमाहिवत्तिआगारेणं, वोसिरे" इति ॥

---

### ॥ अथ पोरिसिं साड्ढपोरिसिंनुं ॥

"उग्गए सूरे, नमुक्कार सहिअं, पोरिसिं साड्ढ पोरिसिं, मुट्ठिसाहियं, पच्चख्खाइ, उग्गए सूरे, चउव्विहंपिआहारं, असणं, पाणं, खाइमं, साइमं, अन्नथ्थणाभोगणं, सहसागारेणं, पच्छन्नकालेणं, दिसामोहेणं, साहुवयणेणं, महत्तरागारेणं, सव्व समाहिवत्तियागारेणं, वोसिरे" इति ॥

---

## ॥ अथ सांझनां पच्चख्खाण ॥

### ॥ चउविहारनुं ॥

"दिवस चरिमं पच्चख्खाइ चउव्विहंपि आहारं

असण, पाणं, खाइमं, साइमं, अन्नत्थणाभोगेणं, स-
हस्सागारेणं, महत्तरगारेणं, सव्वसमाहिवत्तियागारेणं,
वोसिरे " इति ॥

—:※:—

## ॥ अथ तिविहारनुं ॥

" दिवस चरिम पच्चक्खाइ तिविहंपि आहारं,
असण, खाइम, साइमं, अन्नत्थणाभोगेणं, सहसाग-
रेण, महत्तरगारेणं, सव्वसमाहिवत्तियागारेणं वो-
सिरे " इति ॥

—:※:—

## ॥ अथ दुविहारनु ॥

" दिवस चरिमं पच्चक्खाइ दुविहंपि आहारं,
असणं, खाइम, अन्नत्थणाभोगेण, सहस्सागारेणं, म-
हत्तरगारेण, सव्वसमाहिवत्तियागारेण, वोसिरे "
॥ इति ॥

## ॥ अथ सीमंधर जिन चैत्यवंदन ॥

॥ श्री सीमंधर वीतराग, त्रिभुवन तुमें उपगारी,

श्री श्रेयांस पिता कुले, बहु शोभा तुमारी ॥ १ ॥
धन्य धन्य माता सत्यकी, जेणे जायो जयकारी;
वृषभ लंछने विराजमान, वंदे नरनारी ॥ २ ॥
धनुष पांचशे देहडीए, सोहीये सोवनवान, कीर्त्ति-
विजय उवज्झायनो, विनय धरे तुम ध्यान ॥ ३ ॥
इति. ॥ ८६ ॥

॥ सीमंधर परमात्मा, शिव सुखना दाता ॥
पुरकलवइ विजये जयो, सर्व जीवना त्राता ॥ १ ॥
पूर्व विदेह पुंडरीगिणी, नयरीयें सोहे ॥ श्री श्रेयांस
राजा तिहां, भवियणना मन मोहे ॥ २ ॥ चउद
सुपन निर्मल लही, सत्यकी राणी मात ॥ कुंथुअर
जिन अंतरे, श्री सीमंधर जात ॥ ३ ॥ अनुक्रमें
प्रभु जनमीया, वली यौवन पावे ॥ मातपिता हरखें
करी, रुकमिणी परणावे ॥ ४ ॥ भोगवी सुख संसा-
रनां, संजम मन लावे ॥ मुनिसुव्रत नमी अंतरे,
दीक्षा प्रभु पावे ॥ ५ ॥ घाती कर्मनो क्षय करी, पाम्या
केवल नाण ॥ रिखभ लंछने शोभता, सर्व भावना

जाण ॥ ६ ॥ चोराशी जस गणधरा, मुनिवर एक-सो कोड ॥ त्रण भुवनमां जोअतां, नहि कोइ एहनी जोड ॥ ७ ॥ दस लाख कह्या केवली, प्रभुजिनो परिवार ॥ एक समय त्रण कालना, जाणे सर्व विचार ॥ ८ ॥ उदय पेढाल जिनांतरेंए, थाशे जिनवर सिद्ध ॥ जश विजय गुरु प्रणमतां, शुभ वछित फललीध ॥ ९ ॥ इति ॥ ८७ ॥

—•—

॥ अथ श्री सिद्धाचलजीनुं चैत्यवंदन ॥

विमल केवल ज्ञान कमला कलित त्रिभुवन हितकरं ॥ सुरराज संस्तुत चरण पकज, नमो आदि जिनेश्वरम ॥ १ ॥ विमल गिरिवर शृंग मडण, प्रवर गुण गण भूधर ॥ सुर असुर किन्नर कोटि सेवित ॥ नमो० ॥ २ ॥ करती नाटक किन्नरी गण, गाय जिन गुण मनहर ॥ निर्जरावली नमे अहनिश ॥ नमो ॥ ३ ॥ पुडरीक गणपति सिद्धि साधी, कोडी पण मुनी मनहर ॥ श्री विमल गिरिवर श्रृंग सिद्धानमो० ॥ ४ ॥ निज साध्य साधन सुर मुनिवर, कोडिनंत

ए गिरिवरं ॥ मुक्ति रमणी वर्या रंगे ॥ नमो० ॥५॥ पाताल नर सुर लोक मांही, विमल गिरिवरतोपरं ॥ नहिं अधिक तीरथ तीर्थपति कहे ॥ नमो० ॥ ६ ॥ एम विमल गिरिवर शिखर मंडण, दुःख विहंडण ध्याइयें ॥ निज शुद्ध सत्ता साधनार्थं, परम ज्योतिनि पाइयें ॥ ७ ॥ जित मोह कोह विछोह निद्रा, परम पदस्थित जय करं ॥ गिरि राजसेवा करण तत्पर, पद्मविजय सुहित करं ॥ ८ ॥ इति ॥ ८८ ॥



## अथ सिद्धाचलनुं द्वितीय चैत्यवंदन ॥

श्री शत्रुंजय सिद्ध क्षेत्र, दीठे दुर्गति वारे॥ भाव धरीने जे चडे, तेने भव पार उतारे ॥ १ ॥ अनंत सिद्धनो एह ठाम, सकल तीरथनो राय ॥ पूर्व नवाणुं रिखभदेव, ज्यां ठवीआ प्रभु पाय ॥ २ ॥ सूरज कुंड सोहामणोए कवडजक्ष अभिराम ॥ नाभिराया कुलमंडणो, जिनवर करुं प्रणाम ॥ ३ ॥ इति ॥ ८९ ॥



## ॥ अथ सीमंधर जिन स्तवन ॥

॥ सुणो चंदाजी, सीमंधर परमातम पासें जाजो ॥ मुज विनतडी, प्रेम धरीने एणीपरे तुमे संभलावजो॥ ए आंकणी ॥ जे त्रण भुवननो नायक छे, जस चोसठ इंद्र पायक छे, नाण दरिसण जेहने खायक छे ॥ सुणो० ॥ १ ॥ जेनी कंचन वरणी काया छे, जस धोरी लंछन पाया छे, पुंडरीगिणि नगरीनो राया छे, ॥ सुणो० ॥ २ ॥ बार पर्षदा मांहि बिराजे छे ॥ जस चोत्रीश अतिशय छाजेछे, गुणपांत्रीस वाणीयें गाजेछे ॥ सुणो० ॥ ३ ॥ भवि जनने ते पडीबोहे छे, तुम अधिक शीतल गुण सोहे छे, रूप देखी भविजन मोहे छे ॥ सुणो० ॥ ४ ॥ तुम सेवा करवा रसीओ छुं, पण भरतमां दूरे वसीओ छु, महा मोह राय कर फसीओ छुं, सुणो० ॥ ५ ॥ पण साहिब चित्तमां धरियो छे, तुम आणा खड्ग कर ग्रहीयो छे, पण कांइक मुजथी डरीयो छे, सुणो० ॥ ६ ॥ जिन उत्तम पुंठ हवे पूरो, कहे पद्मविजय थाउं शुरो, तो

वाधे मुज मन अति नूरो ॥ सुणो० ॥ ७ इति॥ १६॥

## ॥ अथ सीमंधर जिन स्तवन ॥

पुखलवइ विजये जयो रे ॥ नयरी पुंडरिगिणी सार ॥ श्री सीमंधर साहिबारे ॥ राय श्रेयांस कुमार ॥ १ ॥ जिणंद राय! धरजो धर्मस्नेह ॥ ए आंकणी ॥ मोटा नाहना अंतरो रे ॥ गिरुआ नवि दाखंत ॥ शशि दरिसण सायर वधेरे ॥ कैरववन विकसंत ॥ १॥ जि० ॥ ठाम कुठाम न लेखवेरे ॥ जग वरसंत जलधार ॥ कर दोय कुसुमे वासियेरे ॥ छाया सवि आधार ॥ २ ॥ जि० ॥ राय ने रंक सरिखा गणेरे उद्योते शशि सूर ॥ गंगाजल ते बिहुं तणारे ॥ ताप करे सवि दूर ॥ ४ ॥ जि ॥ सरिखा सहुने तारवारे ॥ तिम तुमे छो महाराज ॥ मुजशुं अंतर किम करो रे ॥ बांह्य ग्रह्यानी लाज ॥ ५ ॥ जि० ॥ मुह देखी टीलुं करे रे ॥ ते नवि होय प्रमाण ॥ मुजरो माने सवि तणोरे ॥ साहिब तेह सुजाण ॥ ६ ॥ जि० ॥ वृषभ

लछन माता सत्यकी रे ॥ नंदन रुकमणि कंत ॥
वाचक जस इम वीनवेरे ॥ भय भंजन भगवंत ॥७॥
जि० इति ॥ १७ ॥



॥ अथ श्री सिद्धाचलजीनु स्तवन ॥

॥ आंखलडीएरे मे आज, शेत्रुंजो दीठोरे ॥
सवा लाख टकानो दाहाडोरे, लागे मुने मीठो रे ॥
ए आंकणी ॥ सफल थयो मारा मननो उमाहो ॥
वाला मारा ॥ भवनो संशय भाग्योरे ॥ नरक तिर्यंच
गति दूर निवारी, चरण प्रभुजीने लाग्योरे ॥ शेत्रु०
॥ १ ॥ मानव भवनो लाहोलीजे ॥ वा० ॥ देहडी
पावन कीजे रे ॥ सोना रुपाने फूलडे वधावी, प्रेमे
प्रदक्षिणा दीजे रे ॥ शेत्रु० ॥ २ ॥ दुधडे पखालीने
केसर घोळी ॥ वा० ॥ श्री आदीश्वर पूज्यारे ॥ श्री
सिद्धाचल नयणे जोतां, पाप मेवासी ध्रूज्यारे ॥
शेत्रु० ॥ ३ ॥ श्रीमुख सुधर्मा सुरपति आगे ॥ वा०

वीर जिणंद इम बोलेरे ॥ त्रण भुवनमां तीरथ मोटुं, नहिं कोई शेत्रुंजा तोलेरे ॥ शेत्रुं० ॥ ४ ॥ इंद्र सरिखा ए तीरथनी ॥ वा० ॥ चाकरी चित्तमां चाहेरे ॥ कायानी तो कायरटाले, सुरज कुंडमां नाहेरे ॥ शेत्रुं० ॥ कांकरे कांकरे श्री सिद्ध क्षेत्रे ॥ वा० ॥ साधु अनंतासीधारे ॥ ते माटे ए तीरथ मोटुं, उद्धार अनंता कीधारे ॥ शेत्रुं० ॥ ६ ॥ नाभिराया सुत नयणे जोतां ॥ वा० ॥ मेह अमीरस वूठयारे ॥ उदयरत्न कहे आज मारे पोते, श्री आदीश्वर त्रुठयारे ॥ शेत्रुं० ॥ ॥ ७ ॥ इति ॥ ९८ ॥



## ॥ अथ श्री सिद्धाचलनुं स्तवन ॥

॥ जशोदा मावडी ॥ ए देशी ॥ यात्रा नवाणुं करीए, विमलगिरि ॥ यात्रा नवाणुं करीए ॥ ए आंकणी ॥ पुरव नवाणुं वार शेत्रुंजागिरि ॥ रिखभ जिणंद समोसरीए ॥ वि० ॥ १ ॥ कोड सहस भव पातक त्रुटे ॥ शेत्रुंजा साहामों डग भरीए ॥ वि०

॥ २ ॥ सात छठ्ठ दोय अठम तपस्या, करी चढीए गिरिवरिए ॥ वि० ॥ ३ ॥ पुंडरीक पद जपीए ह-रखे, अध्यवसाय शुभधरीए ॥ वि० ॥ ४ ॥ पापी अभव्य न नजरे देखे, हिंसक पण उद्धरीये ॥ वि० ॥ ५ ॥ भोंय संथारो ने नारि तणो संग, दूर थकी परिहरिए ॥ वि० ॥ ६ ॥ सचित परिहारीने एकल आहारी, गुरु साथे पद चरियें ॥ वि० ॥ ७ ॥ पडि-कमणा दोय विधिशु करीए, पाप पडल विखरीए ॥ वि० ॥ ८ ॥ कलिकाले ए तीरथ मोहोटुं, प्रवहण जिम भवदरिए ॥ वि० ॥ ९ ॥ उत्तम ए गिरिवर से-वतां, पद्म कहे भव तरीए ॥ विमल ॥ १० ॥ इति ॥ ११ ॥



## ॥ अथ सीमंधर जिनथोय ॥

॥ सीमंधर जिनवर, सुखकर साहेब देव ॥ अ-रिहंत सकलनी, भाव धरी करु सेव ॥ सकला-गम पारग, गणधर भाषित वाणी ॥ जयवती आणा

ज्ञानविमल गुण खाणी ॥ १ ॥ ए थोय चार वखत पण कहेवाय छे ॥ इति ॥ १०० ॥

## ॥ अथ श्री सीमंधर जिननी थोय ॥

॥ श्री सीमंधर देव सुहंकर, मुनि मन पंकज हंसाजी ॥ कुंथु अर जिन अंतर जनम्या, तिहुअण जस परशंसाजी ॥ सुव्रत नमि अंतरवरि दीक्षा, शिक्षा जगत निरासजी ॥ उदय पेढाल जिनांतरमां प्रभु, जाशे शिव वहू पासेजी ॥ १ ॥ बत्रीश चउसट्ठि चउसट्ठि मलिया इग सय सट्ठि उकिठाजी ॥ चउ अड अड मली मध्यम कालें, वीश जिनेश्वर दिठाजी ॥ दो चउ चार जघन्य दश जंबु, धायइ पुखर मोझारेंजी ॥ पूजो प्रणमो आचारांगे, प्रवचन सार उद्धारेंजी ॥ २ ॥ सीमंधर वर केवल पामी जिनपद खवण निमित्तेंजी ॥ अर्थ नीदेशन वस्तु निवेशन, देतां सुणत विनितेंजी ॥ द्वादश अंग पूरवयुत रचियां, गणधर

लब्धि विकासियांजी ॥ अपज्जवसिय जिनागम वंदो, अक्षर पदना रसियांजी ॥ ३ ॥ आणा रंगी समकित संगी, विविध भग व्रतधारीजी ॥ चउव्विह संघतीरथ रखवाली, सहु उपद्रव हरनारीजी ॥ पचांगुली सुरि शासन देवी, देती तस जश रुद्धिजी ॥ श्रीशुभवीर कहे शिव साधन, कार्य सकलमां सिद्धिजी ॥ ४ ॥ इति ॥ १०१ ॥

---

॥ अथ श्री सिद्धाचलजीनी थोय ॥

॥ पुंडरगिरि महिमा, आगममां प्रसिद्ध ॥ विमलाचलभेटी, लहीये अविचल रिद्ध ॥ पचमी गति पहोता, मुनिवर कोडाकोड ॥ एणे तीरथ आवी, कर्मविपाक विछोड ॥ १ ॥ इति ॥ १०२ ॥

---

॥ अथ श्री शत्रुंजय स्तुति. ॥

॥ श्री शत्रुंजय तीरथ सार, गिरिवरमां जेम मेरू उदार, ठाकुर राम अपार ॥ मंत्रमांहे नवका-

रज जाणुं, तारामां जेम चंद्र वखाणुं, जलधर जलमां जाणुं ॥ पंखी मांहे जेम उत्तम हंस, कुलमांहे जेम ऋषभनो वंश, नाभितणो ए अंश ॥ क्षमावंतमां जेम अरिहंत, तपशुरा मुनिवर महंत, शत्रुंजय गिरि गुणवंत ॥ १ ॥ ऋषभ अजित संभव अभिनंदा, सुमति नाथ मुख पुनमचंदा, पद्मप्रभ सुखकंदा ॥ श्री सुपार्श्व चंद्रप्रभ सुविधि, शीतल श्रेयांस सेवो बहु बुद्धि, वासूपूज्य मति शुद्धि ॥ विमल अनंत धर्म जिन शांति, कुंथु अरमल्लि नमुं एकांति, मुनिसुव्रत शुद्ध पंथी ॥ नमी नेम पास वीर जगदीश, नेम विना ए जिन त्रेवीश, सिद्ध गिरि आव्या इश ॥ २ ॥ भरत-राय जिन साथ बोले स्वामी शत्रुंजय गिरिकुण तोले, जिननुं वचन अमोले ॥ ऋषभ कहे सुणो भरतजी राय, छरी पालंतां जे नर जाय, पातक भूको थाय ॥ पशु पंखी जे इण गिरि आवे, भव त्रीजे ते सिद्धज थावे, अजरामर पद पावे ॥ जिन मतमें शेत्रुंजो व-खाण्यो, ते में आगम दिलमांहे आण्यो सुणतां सुख-

उर आण्यो ॥ ३ ॥ संघपति भरत नरेसर आवे, सोवन तणां प्रासाद करावे, मणिमय मूरति ठावे ॥ नाभिराया मरुदेवी माता, ब्राह्मी सुंदरी बेहेन विख्याता, मूर्ति नवाणु भ्राता ॥ गोमुखने चकेसरी देवी, शत्रुजय सार करे नित्य मेवी, तपगच्छ उपर हेवी ॥ श्री विजयसेन सूरीश्वर राया, श्री विजय देवसुरि प्रणमी पाया, ऋषभदास गुण गाया ॥ ४ ॥ १०२ ॥

---

## अथ पंचमीनी थुइ लिख्यते.

(शार्दूल विक्रीडित वृत्त)

पंचानतक सुप्रपंच परमा, नंद प्रदान क्षमं ॥ पंचानुत्तर सीम दिव्य पदवी, वश्याय मंत्रोपमं ॥ येन प्रोज्वल पंचमी वरतपो, व्याहारितत्कारणं ॥ श्री पंचानन लांछन' सतनुतां, श्रीवर्द्धमान' श्रियं ॥ १ ॥ ये पंचाश्रवरोध साधन परा· पंच प्रमादाहराः ॥ पंचाणुव्रत पंचसुव्रतविधि, प्रज्ञापना सादरा' ॥ कृत्वा पंच हृषीक निर्जयमथो, प्राप्तागतिं पंचमीं ॥ तेमी सयम

पंचमी व्रतभृतां तीर्थंकराः शंकराः ॥ २ ॥ पंचाचार धूरीण पंचमगणा, धीशेन संसूत्रितं ॥ पंचज्ञान विचार सार कलितं, पंचेषुपंचत्वदं ॥ दीपाभंगुर पंचमारतिमिरे, एकादशीरोहिणी ॥ पंचम्यादिकुलप्रकाशनपटुं, ध्यायामि जैनागमं ॥ ३ ॥ पंचानां परमेष्ठिनां स्थिरतया, श्री पंचमेरुश्रियं ॥ भक्तानां भविनां गृहेषु बहुशो, यो पंचदिव्यं व्यधात् ॥ प्रह्वे पंच जगन् मनो माति कृतौ, स्वारत्न पांचालिका ॥ पंचम्यादितपोवतां भवतुसा, सिद्धायिका त्रायिका ॥ ४ ॥ इति

## ॥ अथ क्रोधनी सझाय ॥

॥ कडवां फल छे क्रोधना, ज्ञानी एम बोले ॥ रीस तणो रस जाणीए, हलाहल तोले, ॥ क० ॥ १ ॥ क्रोधे क्रोड पूरवतणुं, संजम फल जाय ॥ क्रोधसहित तप जे करे, ते तो लेखे न थाय ॥ क० ॥ २ ॥ साधु घणो तपीयो हतो, धरतो मन वैराग ॥ शिष्यना क्रोध थकी थयो; चंडकोशीयो नाग ॥ क०

॥ ३ ॥ आग उठे जे घर थकी, ते पहेलुं घर बाले ॥ जलनो जोग जो नावि मले, तो पासेनुं परजाले ॥ क० ॥ ४ ॥ क्रोधतणी गति एहवी, कहे केवल नाणी ॥ हाण करे जे हेतनी जाळवजो एम जाणी ॥ क० ॥ ५ ॥ उदयरत्न कहे क्रोधने, काढजो गले साही ॥ काया करजो निर्मली, उपशम रस नाही क० ॥ ६ ॥ इति ॥ १०४ ॥

## ॥ अथ माननी सज्झाय ॥

॥ रे जीव मान न कीजीये, माने विनय न आवे रे ॥ विनय विना विद्या नहीं, तो किम सम-कित पावे रे ॥ रे० ॥ १ ॥ समकित विण चारित्र नहीं, चारित्र विण नहीं मुक्तिरे ॥ मुक्तिना सुख छे शाश्वतां, ते केम लहीए जुक्ति रे ॥ रे० ॥ १ ॥ विनय वडो ससारमां, गुणमां अधिकारीरे ॥ माने गुण जाये गली, प्राणी जोजो विचारीरे रे० ॥ ३ ॥ मान कर्यु जो रावणे, तेतो रामे मार्योरे ॥ दुर्योधन गर्व करी, अते सवि हार्यो रे ॥ रे० ॥ ४ ॥ सूका

लाकडा सारिखो, दुःखदायी ए खोटोरे ॥ उदयरत्न कहे मानने, देजो देशवटो रे ॥ रे ॥५॥ इति ॥१०५.

## ॥ अथ मायानी सज्झाय ॥

समकितनुं मूल जाणीये जी, सत्य वचन साक्षात् ॥ साचामां समकित वसेजी, मायामां मिथ्यात्वरे ॥ प्राणी म करीश माया लगार ॥ १ ॥ ए आंकणी ॥ मुख मीठो जूठो मनेंजी, कूड कपटनो रे कोट ॥ जीभें तो जीजी करें जी, चित्तमांहे ताके चोट रे ॥ प्रा० ॥ २ ॥ आप गरजें आघो पडे जी, पण न धरे विश्वास ॥ मन शुं राखे आंतरो जी. ए मायानो पासरे ॥ प्रा० ॥ ३ ॥ जेहशुं बांधे प्रीतडी जी, तेहशुं रहे प्रतिकूल ॥ मेल न छंडे मनतणो जी, ए मायानुं मूल रे ॥ प्रा० ॥ ४ ॥ तप कीधो माया करी जी, मित्रशुं राख्यो भेद ॥ मल्ली जीनेसर जाणजो जी, तो पाम्या स्त्री वेदरे ॥ प्रा० ॥ ५ ॥ उदय रत्न कहे सांभलो जी, मेलो मायानी बुद्ध ॥ मुक्तिपुरी जावातणो जी, ए मारग छे

शुद्ध गे ॥ प्रा० ॥ ६ ॥ इति ॥ १०६

## ॥ अथ लोभनी सज्झाय ॥

॥ तुमे लक्षण जो जो लोभनारे, लोभे मुनि जन पामे क्षोभनारे ॥ लोभे डाह्या मन डोल्या करे रे, लोभें दुर्धर पंथे संचरे रे ॥ तु० ॥ १ ॥ तजे लोभ तेहनां लिओ भामणां रे, वली पाये नमीने करु ग्या-मणां रे ॥ लोभे मरजादा न रहे केहनी रे, तुमे म-गत मेलो तेहनी रे ॥ तु० ॥ २ ॥ लोभे घर मेहेली रणमां गरे रे ॥ लोभे उच्च ते नीचुं आचरे रे ॥ लोभें पाप भणी पगलां भरे रे, लोभें अकारज करतां न ओसरे रे ॥ तु० ॥ ३ ॥ लोभें मनडुं न रहे निर्मलु रे ॥ लोभे सगपण नासे वेगलु रे ॥ लोभ न रहे प्रीतिने पातलु रे, लोभें धन मेले बहु एकठु रे ॥ तु० ॥ ४ ॥ लोभे पुत्र प्रत्ये पिता हणे रे, लोभे हत्या नित नवि गणे रे, ते तो दाम तणे लोभे करी रे, उपर मणिधर थाए ते मरी रे ॥ तु० ॥ ५ ॥ जोतां लोभनो थोभ दीसे नहीं रे, एवुं सूत्र सिद्धांते कह्युं

सही रे ॥ लोभे चक्री सुभुमनामे जुवो रे, ते तो स-
मुद्रमांहे डुबीमुवो रे ॥ तु० ॥ ६ ॥ एमजाणीने
लोभने छंडजो रे, एक धर्म शु ममता मंडजो रे ॥
कवि उदयरत्न भांखे मुदा रे, वंदु लोभ तजे तेहने
सदा रे ॥ तु० ॥ ७ ॥ इति ॥ १०७ ॥

## ॥ अथ सहजानंदीनी सज्झाय ॥

बीजी अशरण भावना ॥ ए देशी ॥ सहजा
नंदी रे आतमा, सुतो कांइ निश्चिंतरे ॥ मोह तणा
रणीआ भमे, जाग जाग मतिवंतरे, लूंटे जगतना
जंतरे, नाखी वांक अत्यंतरे, नरकावास ठवंतरे, कोई
विरला उगरंतरे ॥ स० ॥ १ ॥ राग द्वेष परिणति
भजी, माया कपट करायरे ॥ काश कुसुम परे जी-
वडो, फोगट जनम गमायरे, माथे भय जमरायरे,
श्यो मन गर्व धरायरे, सहु एक मारग जाय रे, कोण
जग अमर कहाय रे ॥ स० ॥ २ ॥ रावण सारिखा रे
राजवी नागा चाल्या विण धागरे, दश माथा रण

रडवड्यां, चांच दीए शिर कागरे, देव गया सवि भागरे, न रह्यो माननो छागरे, हरि हाथे हण्यो नागरे, जो जो भाइओना रागरे ॥स०॥३॥ केइ चाल्या केइ चालशे, केतां चालणहाररे ॥ मारग वहेतो रे नित्य प्रत्ये, जोता लख हजाररे, देश विदेश सधायरे, ते नर एणे संसाररे ॥ जातां जम दरबाररे न जुवे वार कुवाररे ॥ स० ॥ ४ ॥ नारायणपुरी द्वारिका, बलती मेली निराशरे, रोतां रणमां ते एकला, नाठा देव आकाशरे ॥ किहां तरु छाया आवासरे, जल जल करी गयो त्रासरे ॥ बलभद्र सगेवर पासरे, सुण्यो पांडव शिर वासरे ॥ स० ॥ ५ ॥ राजी गाजीने बोलता, करता हुकम हेरानरे ॥ पोढ्या अग्निमां एकला. राया राय समानरे. ब्रह्मदत्त नरक प्रयाणरे, ए ऋद्धिआधिर निदानरे, जेवुं पीपल पानरे, म धरो झूठ गुमानरे ॥ स० ॥ ६ ॥ चालेसर विना एक घडी, नवि सोहातुं लगाररे ॥ ते विना जन्मारो जही गयो, नहीं कागल समाचाररे ॥ नहीं कोड कोइनो सगा-

रे, स्वारथीओ परिवाररे, माता मरुदेवी साररे, पोंहोतां मोक्ष मोझाररे ॥ स० ॥ ७ ॥ मात पिता सुत बान्धवा, अधिको राग विसाररे ॥ नारी असारीरे चित्तमां, वंछे विषय गमाररे, जुवो सुरि कांता जे नाररे, विष देती भरताररे ॥ नृप जिन धर्म आधाररे सज्जन नेह निवाररे ॥ स० ॥ ८ ॥ हसी हसी देतारे तालीओ, शय्या कुसुमनी साररे ॥ ते नर अंते माटी थया, लोक चणे घरवाररे, घडता पात्र कुंभाररे, एहवुं जाणी असाररे ॥ छोडयो विषय विकाररे, धन्य तेहनो अवताररे ॥ स० ॥ ९ ॥ थावच्चासुत शिव वर्या, वली एलाची कुमाररे ॥ धिक् धिक् विषयारे जीवने, लइ वैराग्य रसालरे, मेहेली मोह जंजालरे, घर रमे केवल वालरे, धन्य करकंडु भूपालरे स० ॥ १० ॥ श्री शुभविजय सुगुरु लही, धर्म रयण धरो छेकरे ॥ वीर वचन रस शेलडी, चाखे चतुर विवेकरे, न गमे ते नर भेकरे, धरता धर्मनी टेकरे, भवजल तारिया अनेकरे ॥ स० ॥ ११ ॥ इति ॥ १०८ ॥

## ॥ अथ जिन नवअंग पूजाना दोहा. ॥

॥ जलभरी संपुटपत्रमां युगलिक नरपूजंत ॥ रीषभचरण अंगूठडो दायक भवजलअंत ॥ १ ॥ जानुवले काउसग्ग रह्या विचर्या देशविदेश ॥ खडां खडां केवळ लह्यु पूजो जानु नरेश ॥ २ ॥ लोकांतिक वचनें करी वरस्या वरसीदान ॥ करकांडे प्रभु पूजना पूजो भवि बहु मान ॥ ३ ॥ मान गयु दोय अंसथी देखी वीर्य अनंत ॥ भूजा वले भवजल तर्या पूजो खधमहत ॥ ४ ॥ सिद्ध शिला गुण ऊजली लोकांते भगवंत ॥ वसीया तिण कारण भवि शिर शीखा पूजत ॥ ५ ॥ तीर्थंकर पद पुण्यथी तिहुअण जन सेवंत ॥ त्रिभुवन तिलक समा प्रभु, भाल तिलक जयवंत ॥ ६ ॥ सोल पहोर प्रभु देशना कंठविवर वर्त्तुल ॥ मधुर ध्वनि सुरनर सुणे तिणेगले तिलक अमूल ॥ ७ ॥ हृदय कमल उपशमवले बाल्या रागने रोप ॥ हीम दहे वन खडने हृदय ति-

लक्र संतोष ॥ ८ ॥ रत्न त्रयी गुण उजली सकल सुगुण विश्राम ॥ नाभि कमलनी पूजना, करतां अविचळधाम. ॥ ९ ॥ उपदेशक नवतत्त्वना तेणें नव अंग जिणंद ॥ पूजो बहुविध रागथी कहे शुभवीर मुणींद ॥ १० ॥

---

## प्रतिक्रमण संबंधी उपयोगी विषयो.

(૧) મુદ્રાઃ—મુદ્રાના ત્રણભેદ છે. "યોગમુદ્રા, જીનમુદ્રા, અને મુક્તાસુક્તિ મુદ્રા." બેહાથની દશઆંગુલી માંહો માંહે અંતરિત કરીને કમળના ડોડાને આકારે હાથ જોડી પેટની ઉપર કોણી સ્થાપવી તેને "યોગમુદ્રા" કહીયે. આમુદ્રાવડે ચૈત્યવંદન શક્રસ્તવ–નમુથ્થુણું, સ્તવન આદિ કહેવામાં આવે છે. ચાર અંગુળ પગના આગળના ભાગમાં અંતર રાખવું તથા પાછળના ભાગમાં તેથી કંઇક ઓછું અંતર રાખવું, એ રીતે રાખીને ઉભા રહેવું. તેને "જીનમુદ્રા" કહેવામાં આવે છે. આ મુદ્રાએ ઉભા ઉભા કરવાની કાઉસ્સગ્ગ વંદન વગેરે સર્વક્રિયા કરવામાં આવે છે, તેમાં યથાસંભવ યોગમુદ્રાનો પણ ઉપયોગ કરવામાં આવે છે તથા બે હાથ–કમળના દોડાનીપેરે પોલા રાખી, જોડીને લલાટે લગાડવા, તેને "મુક્તા સુક્તિ" મુદ્રા કહીયે. આમુદ્રાએ જાવંતિ ચેઇઆઈ જાવંત કેવિસાહૂ અને જય

વિચરાય કહેવા તેમા લલાટે હાથ રાખીને તો ફક્ત " આભવ ચખંડા " પર્યંત " જયવિય રાય " જ કહેવાના છે

(૨) સ્થાપના —આચાર્ય મહારાજના ૩૬ ગુણે કરીને સહિત એવા ગુરૂ મહારાજની સમીપે ક્રિયા કરવી તેમને અભાવે અક્ષાદિકની સ્થાપના કરીયે તે નહો । તો જ્ઞાન, દર્શન, ચારિત્રના ઉપકરણોની સ્થાપના કરવી અક્ષ, (ગુરૂ મહારાજ સ્થાપનામા રાખે છે તે) વરાટક, (કોડા) કાષ્ટ, (હાડા પાટી વિગેરે કાષ્ટના ઉપકરણો), પુસ્તક, ચિત્રકર્મ, ( ચિત્રેલી ગુરૂની મૂર્તિ વા જિનમૂર્તિ) અથવા ગુરૂની પ્રતિમા, કે જિનપ્રતિમા એટલા પ્રકારે ગુરૂની સ્થાપના કરવી જ્ઞાનના ઉપકરણો પુસ્તક નવકારવાળી વિગેરે, દર્શનના ઉપકરણો જિનપ્રતિમાઆદિ તથા ચારિત્રના ઉપકરણો પાત્ર, કબળ, રજોહરણ મુહપત્તિ, આદિ જાણવા–વળી સદ્દભાવ સ્થાપના (ગુરૂની મૂર્તિ તથા પ્રતિમાદિકની) તથા અસદ્દભાવસ્થાપના (આકાર રહિત અક્ષાદિક) એમ બેભેદે સ્થાપના જાણવી વળી ઇત્વરિક (થોડોકાળ રહે તે પુસ્તક તથા નવકારવાળીની) અને યાવત્કથિક (ઘણાકાળ પયત રહે તે પ્રતિમા તથા અક્ષાદિકની) એમ પણ બેભેદે સ્થાપના જાણવી

(૩) મુહપત્તિના (૫૦) બોલ –પ્રથમ મુહપત્તિ ઉકેલી તેને બે પાને જોતા " સૂત્ર અર્થ તત્ત્વ કરી સદ્દહુ " (શ્રદ્ધા પૂર્વક હૃદયમા ધારણ કરૂ )" એમ ચિતવવુ ઉર્ધ્વપખોડા કરતા ડાબે હાથે મુહપત્તિ ખખેરતા " સમ્યકત્વ મોહનીય, મિશ્રમોહનીય, મિથ્યાત્વ મોહનીય પરીહરૂ (ત્યાગકરૂ ) " અને જમણે હાથે ખખેરતા " કામરાગ, સ્નેહરાગ, દ્રષ્ટિ રાગ પરિહરૂ " એમ ચિતવવુ પછી જમણા હાથની અગુલીના આતરા વચ્ચે મુહપત્તિ

ભરાવી, ડાબાહાથનું સવળું તળ અણસ્પર્શતા અંદર લેતાં "સુદેવ સુગુરૂ, સુધર્મ, આદરૂં. અને તેજ તળને હસ્તની તરફ મુહપત્તિવડે યત્નાપૂર્વક ઘસી કાઢતાં " કુદેવ, કુગુરૂ, કુધર્મ, પરિહરૂં એમ ચિંતવવું. બીજી વખત એજ મુજબ " જ્ઞાનદર્શન ચારિત્ર " આદરૂં અને " જ્ઞાનવિરાધના, દર્શન વિરાધના, ચારિત્ર વિરાધના " પરિહરૂં એમ ચિતવવું; તેજ પ્રકારે ત્રીજી વખત " મનગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ, આદરૂં, " મનદંડ, વચનદંડ, કાયદંડ, પરિહરૂં " એમ ચિંતવવું. પછી ડાબો હાથ ઉંધો પ્રમાર્જતાં " હાસ્ય, રતિ, અરતિ, " પરિહરૂં એમ ચિંતવંવુ, જમણા હાથ પ્રમાણે ડાબા હાથમાં મુહપત્તિ પકડી તેવડે જમણો હાથ ઉંધો પ્રમાર્જતાં "ભય, શોક, દુગંચ્છા " પરિહરૂં એમ ચિંતવવું. મસ્તકની પ્રમાર્જના કરતાં " કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા " પરિહરૂં. મુખની ત્રણપ્રતિલેખનાં કરતાં " રસગારવ, ઋદ્ધિગારવ, શાતાગારવ " પરિહરૂં અને હૃદયની ત્રણપ્રતિ લેખનાં કરતાં " માયાશલ્ય, નિયાણશલ્ય, મિથ્યાત્વશલ્ય, " પરિહરૂં એમ ચિંતવવું. ડાબાખભા અને જમણા ખભાની ઉપર નીચે બે પડખે પ્રતિલેખના કરતાં એક તરફ " ક્રોધ, માન પરિહરૂં અને બીજી તરફ માયા લોભ પરિહરૂં એમ ચિંતવવું. પછી મુહપતિ નાભીથી નીચે ન લઈ જવાય તેથી .ચરવલા, વડે પ્રતિ લેખના કરવી, તેમાં ડાબે ઢીંચણે પ્રતિ લેખતાં " પૃથ્વીકાય, અપકાય, તેઉકાયની જયણા કરૂં અને ઇતર ઢીંચણે પ્રતિ લેખતાં, વાઉકાય, વનસ્પતિકાય, ત્રસકાયની જયણા કરૂં એમ ચિંતવવું. એ પ્રકારે સાધુ તથા શ્રાવકે મુહપત્તિ પડી લેહતાં ૫૦ બોલ કહેવા અને લેશ્યા ૩ શલ્ય ૩ કષાય ૪ એ દશ શિવાય ૪૦ બોલ સાધ્વી તથા શ્રાવિકાએ કહેવા.

(૪) સત્તર પ્રમાર્જના –ખમાસણ તથા વાંદણા દેતા સત્તર સ્થાનકે પ્રમાર્જવાની જરૂર છે તે આ પ્રમાણે જમણા પગનો કેડથી નીચેનો પગ પર્યંત પાછલો સર્વ ભાગ, પાછળનો કેડ નીચેનો મધ્ય ભાગ, ડાબા પગનો કેડ નીચેનો પાછલો પગ પર્યંત સર્વ ભાગ, એ ત્રણને ચરવલાથી પ્રમાર્જવા, તેવીજ રીતે જમણો પગ, મધ્ય ભાગ અને ડાબો પગ આ ત્રણના આગલા ભાગો પણ પગ પર્યંત પ્રમાર્જવા એમ ૬ નીચે બેસતી વખતે ત્રણવાર ભૂમિ પૂજવી એમ નવ, પછી જમણા હાથમા મુહપત્તિ લઈ તે વડે લલાટની જમણી બાજુથી પ્રમાર્જતાં જતા આખુ લલાટ, આખો ડાબો હસ્ત તથા નીચે કોણી પર્યંત તેવીજ રીતે ડાબા હાથમા મુહપતિ લઈને ડાબી બાજુથી પૂજતા આખુ લલાટ, આખો જમણો હાથ નીચે કોણી પર્યંત, ત્યાથી ચરવલાની ડાંડીને મુહપત્તિ વડે પૂજવી એમ ૧૧, પછી ત્રણવાર ચરવલાના ગુચ્છા ઉપર, એમ ૧૪, અને ઉઠતી વખતે ત્રણવાર અવગ્રહ બહાર નિકળતા કટાસણા ઉપર પૂજવુ, એમ સત્તર, આપ્રમાર્જના વાદણા દેતી વખતે ધ્યાનમા રાખવી

(૫) વાદણાના ૨૫ આવશ્યક –ઇચ્છામિ ખમાસમણો વંદિઉ જાવણિજ્જાએ નિસીહિયાએ અણુજાણહ એ પદવી અવગ્રહમા પેસવા માટે આજ્ઞા માગી ત્યા મસ્તક નમાવવુ એ પહેલુ આવશ્યક બીજી વારને વાદણે ગણતા બે આવશ્યક " ખમણિજ્જો ભે " ઇત્યાદિ કહેતો કર સંપૂટ રચી મસ્તકે લગાડે તે ત્રીજુ આવશ્યક "અહો, કાય', કાય" એ ત્રણપદ બોલતાં ત્રણ આવશ્યક અને બીજા વાદણાના પણ ત્રણ એટલે સર્વ મળી નવ, દશ અગુળી ભેળી કરીને ગુરૂનેસ્થાને સ્થાપેલી મુહપત્તિને

જેમ થાપો મારતાં દશે આંગળી અડે છે, તેમ હળવેથી સ્પર્શવી. તેમ કરતાં " અ " અક્ષર બોલવો, પછી દશ આંગુલી સહિત ઉત્તાન હાથને લલાટે લગાડતાં " હો " અક્ષર ઉચ્ચારવો; તેવીજ રીતે " કા " અને " યં " તથા " કા " અને " ય " ઉચ્ચારવા. પછી " જત્તાભે " જવણિજ્, જંચભે " એ ત્રણ પદઉચ્ચારતાં ત્રણ આવશ્યક બીજે વાંદણે ગણતાં છ, સર્વમળી ૧૫ આવસ્યક થયાં. આમાં પણ "જ" અક્ષર બોલતાં મુહુપતિનેપૂર્વલી રીતે સ્પર્શવી " ત્તા " અક્ષર બોલતાં ઉત્તાનહાથ વચ્ચે અધર રહે અને " ભે " અક્ષર બોલતાં તે હાથને લલાટે લગાડવો એમ " જ " " વ " " ણિ " તથા " જં " " ચ " " ભે " અક્ષરો પણ ઉચ્ચારવા " સંફાસં " પદ બોલીને ઉત્તાન હાથ મુહપતિ પરસ્થાપી તેમાં માથું અડે તેમ મૂકવું. તે એક, તથા " ખામેમિ ખમાસમણો " ઇત્યાદિ બોલતાં પણ મસ્તક અડાવવું એમ બે, બીજી વારનાં વાંદણાનાં ગણતાં ચાર, સર્વ મળી ૧૯ !, " નિસીહિ " કહેતો અવગ્રહમાં પેસે તે એક અને બીજી વારનું ગણતાં બે કુલ ૨૧ " આવસીયાએ " એપદ કહેતાં અવગ્રહથી પાછા નિકળવું એ એકજ, કારણ કે બીજીવારને વાંદણે પાછા નિકલવું નથી માટે; એમ ૨૨ તથા વાંદણાં દેતાં " મન વચન કાય " નાયોગો સ્થિરરાખવા એ પ્રમાણે ૨૫ આવશ્યક થયાં તે વાંદણા દેતાં ધ્યાનમાં રાખવા.

( ૬ ) પ્રતિક્રમણનો કાળ—દૈવસિક પ્રતિક્રમણનો આરંભ અર્ધ સૂર્યબહાર રહે ત્યારે વંદિતુ કહેવાય તેમ કરવો અને રાત્રીક પ્રતિક્રમણ કર્યા પછી દશ પડિલેહણાં થાય ત્યારે સૂર્ય

ઉગે તેવી રીતે તેનો આરંભ કરવો અપવાદે ( કારણે ) દૈવસિક પ્રતિક્રમણ દિવસના બાર વાગ્યાથી રાત્રીના બાર વાગ્યા સુધી થાય તેમજ રાત્રીક પ્રતિક્રમણ રાત્રીના બારથી દિવસના બાર સૂધી થાય પણ કાળે ખેતી કરેતે સફળ થાય એમ જાણી કાળનોજ ખપ કરવો

(૭) ક્યા આવશ્યકથી કયા આચારની શુદ્ધિ થાય તે કહેછે.

" સામાયિક, પ્રતિક્રમણ, ને કાયોત્સર્ગ " એ ત્રણ આવશ્યકથી " ચારિત્રાચાર"ની વિશુદ્ધિ થાય છે " ચતુર્વિશતિસ્તવ (ચઉવિસથ્થો,-લોગસ્સ ) " આવશ્યકથી દર્શનાચારની વિશુદ્ધિ થાય છે ' વંદન ' આવશ્યકથી જ્ઞાનાચાર, દર્શનાચાર અને ચારિત્રાચારની શુદ્ધિ થાય છે અને " પ્રત્યાખ્યાન " આવશ્યકથી "તપાચાર " ની વિશુદ્ધિ થાય છે અને એ છ આવશ્યકમા વીર્ય ફોરવવાથી " વીર્યાચાર "નીવિશુદ્ધિ થાય છે

(૮) પ્રતિક્રમણને વિષે ક્રિયા, કર્તાને કર્મનુ વર્ણન –

કર્ત્તા —પ્રતિક્રમણ કરનાર

ક્રિયા —પાપ શુદ્ધિને અનુકૂળ મન વચન અને કાયને પ્રવર્તાવવારૂપ

કર્મ —મિથ્યા ત્વ કષાયાદિક અથવા પાપજન્ય રૂપ

(૯) રાઇ પ્રતિક્રમણ મંદસ્વરે કરવુ —કારણ કે ઉચ્ચસ્વરે બોલવાથી ગીરોળીઆદિ હિંસકજીવો જાગવા માટે છે, મિથ્યાત્વી પાડોશી હોય તો કોઇ ગળાની જાળ લઇને નદીએ જાય, કોઈ દળવામાટે, કોઇ ખાંડવા, લણવા, તથા લીંપવામાટે,

કોઈ ચૂલો સળગાવે, ઈત્યાદિ ઘણાં અનર્થ થાય છે. માટે મંદ-સ્વરે કરવાનો ઉપયોગ રાખવો.

(૧૦) પ્રતિક્રમણ એક જણ ભણાવે અને બીજા પ્રતિક્રમણના સૂત્રો લક્ષ રાખી સાંભળે અથવા મનમાં ભણે જેથી અર્થની ચિંતના બરાબર થાય છે અને ઉપયોગ એકાગ્ર રહે છે.

(૧૧) કાયોત્સર્ગ કરતી વખતે દૃષ્ટિનાસિકાના અગ્રભાગ ઉપર સ્થાપવી તેવું ન બને તો સ્થાપનાચાર્ય ઉપર સ્થાપવી.

(૧૨) પ્રતિક્રમણ કરતી વખતે પણ દૃષ્ટિ સ્થાપનાપરસ્થાપવી. દૃષ્ટિ બીજે ફેરવતાં વા શુન્યચિત્તે પ્રતિક્રમણ કરતાં અવિધિ દોષ લાગે છે અને ક્રિયા નિષ્ફળ પ્રાય થાય છે માટે ઉપયોગ રાખવો.

(૧૩) પ્રતિક્રમણ સંબંધી સકળ ક્રિયા પ્રમાદ રહિત કરવાની છે માટે તેમાં જરૂર શિવાય કટાસણા ઉપર બેસી જવું નહિં બનતાં સુધી કાઉસગ્ગ વંદનાદિક સર્વ આવશ્યક યતના પૂર્વક ઉભાં સાચવવાં. શરીરે બેચેની હોય ત્યારની વાત ન્યારી છે! પ્રતિક્રમણ ઠાયા પછી છ આવશ્યક સૂધી ઉભા ઉભા ક્રિયા કરવાની હોય છે માટે કટાસણું કાઢી નાંખવું. ફક્ત વંદિત્તુ તથા છ આવશ્યક પહેલાની અને પછીની ક્રિયાઓ કટાસણ પર રહીને કરવી.

(૧૪) ગુરૂથી શિષ્ય અને શ્રાવક ૩ાાહાથ દૂર રહી ક્રિયા કરે તે ગુરૂના બહુ માનાર્થે સમજવું અને સાધ્વી કે શ્રાવિકા તેર હાથ દૂર રહે તે મોહ પ્રસંગ દૂર રાખવા અર્થે જાણવું, તેજ પ્રમાણે સાધ્વીથી અન્ય સાધ્વી શ્રાવીકાઓમાં બહુ માનાર્થે ૩ાા હાથનું અને સાધ્વીથી સાધુ શ્રાવકને મોહ પ્રસંગ નિવારવાર્થે

પડે છે તેમાંના બચ્યા હોય તેજીવો પણ માત્રુ કરીને સ્વસ્થાને જનાર જયારે કટાસણું પાથરીને બેસે છે ત્યારે વિનાશ પામે છે. માટે આવે કારણે ઉનની કામળ આખે શરિરે ઓઢીને બહાર નિકળવું જરૂરનું છે. આ અગત્યની બાબત ઉપર ખાસ લક્ષ્ય આપવું અને પાછા આવીને તે કામળ ઉપરના જીવોને કિલામણા ન થાય તેમ તેને ઉપયોગ પૂર્વક એક બાજુ મૂકવી,

## ॥ समाप्तोयं ग्रंथः ॥

